# અભિનવ સંસ્કૃતપ્રવેશ

## દ્વિતીય ભાગ

ડૉ. કનૈયાલાલ ભા. કાપડીઆ
બી. એ. પીએચ. ડી.



એજ્યુકેશનલ બુક્સ કં.
મુંબઈ ૨.

# अभिनवः संस्कृतप्रवेशः

## द्वितीयो भागः

BEING

# A NEW APPROACH TO SANSKRIT

## ( GRAMMAR AND COMPOSITION )

## PART II


**કનૈયાલાલ મોતીલાલ કાપડીઆ,** બી. એ., પીએચ. ડી.

વિલ્સન કૉલેજ, મુંબઈ, ના એક વખતના સંસ્કૃતના દક્ષિણા ફૅલો,

સંસ્કૃત શિક્ષક, સર કા. જ. ન. જ. મદ્રેસા, **નવસારી.**



એજ્યુકેશનલ બુકસ કું૦

આનંદસાગર બિલ્ડીંગ, ગઝદર સ્ટ્રીટ,

ચીરા બજાર–મુંબઈ ૨

# પ્રસ્તાવના

સંસ્કૃતમાં નવા પાઠ્યપુસ્તકની જરૂરિયાત આજે સર્વાનુમતે સ્વીકારવામાં આવે છે, પણ એ પાઠ્યપુસ્તકના સ્વરૂપ વિશે મતમતાંતરો રહે એ સ્વાભાવિક છે. માતૃભાષા સિવાયની બીજી ભાષા, અને ખાસ કરીને સંસ્કૃત જેવી મૃત ભાષા, વિદ્યાર્થીઓ આગળ કેવા સ્વરૂપમાં રજૂ કરવામાં આવે તો વિદ્યાર્થીને સરળ અને રસદાયક નીવડે એ સંબંધમાં આજે કેટલાંક મંતવ્યો દૃઢ થયા છે. મેં મારા પ્રથમ પુસ્તકની પ્રસ્તાવનામાં સંસ્કૃતનો અભ્યાસ આપણી શાળાઓમાં રસિક અને હૃદયંગમ ન થવાનાં ત્રણ કારણો સૂચવ્યાં છે. એ પૈકીનાં બે મહત્ત્વનાં કારણો–વ્યાકરણનો બોજો અને રસનો અભાવ–દૂર કરવા માટે વ્યાકરણનો વિષય સારી અને સ્પષ્ટ ભાષામાં વિદ્યાર્થીની માનસિક દૃષ્ટિએ સરળતાનો ક્રમ ( psychological order ) જાળવી રજૂ કરવો જોઇએ એવું મેં મારું મંતવ્ય વ્યક્ત કર્યું છે. વ્યાકરણનો વિષય વાક્યોદ્વારા inductive પદ્ધતિથી રજૂ કરવામાં આવે તો વ્યાકરણની નીરસતા કંઈક અંશે ઓછી થાય અને એ વિષય હળવો પણ બને. આ ઉપરાંત પાઠ્યપુસ્તકમાં વાક્યોની ચૂંટણી સાહિત્યની ઉત્તમકૃતિઓમાંથી કરવામાં આવે, અને એ વાક્યો વિદ્યાર્થીના જીવનને સ્પર્શતાં હોય તો વિદ્યાર્થીમાં સંસ્કૃતના અભ્યાસ માટે રસનો આવિર્ભાવ થાય છે, એટલુંજ નહિ પણ વ્યાકરણનો કંટાળો ઓછો થાય છે. આ દૃષ્ટિએ આજે ભાષાના અભ્યાસમાં વ્યાકરણને વ્યાજબી રીતે ગૌણ સ્થાન આપવામાં આવ્યું છે, પણ તે એવું ગૌણ ન હોવું જોઇએ કે જેથી વિદ્યાર્થી એ તરફ બેદરકારી કેળવે. વ્યાકરણનો વિષય કંટાળા ભરેલો હોવા છતાં ભાષાના અભ્યાસ માટે અનિવાર્ય છે એ ભૂલાવું ન જોઈએ.

મારા પ્રથમ પુસ્તકની યોજના આ મંતવ્ય પર ઘડવામાં આવી હતી અને આ બીજા પુસ્તકની યોજના પણ એ મંતવ્યનેજ અનુલક્ષીને ઘડવામાં આવી છે. વ્યાકરણનો વિષય મુખ્યત્વે inductive પદ્ધતિથી રજૂ કરવામાં આવ્યો છે, પણ જ્યાં વ્યાકરણના વિષયને વિદ્યાર્થીની દૃષ્ટિએ વધારે હળવો

અને સરળ બનાવવા મને Analytic પદ્ધતિની જરૂર જણાઈ છે ત્યાં મેં તે પદ્ધતિનો સ્વીકાર કર્યો છે.

આ ઉપરાંત સંસ્કૃત વ્યાકરણની એક બીજી વિશિષ્ટતા છે. સમાસ, વિશેષણ, સર્વનામ વગેરે વિષયો એવા વિસ્તૃત અને મુંઝવનારા છે કે વિદ્યાર્થીઓ આગળ એ વિષયો સળંગ રજૂ કરવામાં આવે તો સરળતાથી ગ્રાહ્ય થઈ શકતા નથી. વળી એમને સળંગ રજૂ કરવાથી એકી વખતે–ખાસ કરીને હાલમાં ધોરણ છઠ્ઠા માટે જે અભ્યાસક્રમ નિયત કરવામાં આવ્યો છે ત્યાં–વ્યાકરણનો બોજો એવો આકરો થઈ પડે છે કે શિક્ષક એ સરળતાથી સમજાવી શકતો નથી અને વિદ્યાર્થી એ ગ્રહણ કરી શકતો નથી. પરિણામે વ્યાકરણનો કંટાળો સંસ્કૃતના અભ્યાસ પ્રત્યે અણગમો કેળવે છે. આજે મૅટ્રિકમાં પાઠ્યપુસ્તક કરતાં વિવરણ પ્રત્યે જે વધારે મોહ વધતો જાય છે, અને જવાબપત્રોમાં વ્યાકરણ પ્રત્યે જે અનહદ બેદરકારી જોવામાં આવે છે તે મોટે ભાગે આના ફળરૂપજ છે એમ માની શકાય. આ સંજોગોમાં વ્યાકરણને હળવું બનાવવાની જરૂરિયાત અનિવાર્ય ઊભી થઇ છે અને એ માટે Concentric પદ્ધતિનો સ્વીકાર થવો જોઇએ. આ પદ્ધતિથી સંસ્કૃત વ્યાકરણની વિશિષ્ટતાઓ સહેલાઇથી અને સચોટતાથી હૃદયંગમ થઇ શકે છે. આ પાઠ્યપુસ્તકમાં એ પદ્ધતિથી વ્યાકરણનો વિષય રજૂ કરવામાં આવ્યો છે.

આમ વ્યાકરણનો વિષય હળવો કરવામાં આવ્યો છે, પણ એમ કરવામાં એ તદ્દન ગૌણ ન બની જાય એ પર પૂરતું લક્ષ આપવામાં આવ્યું છે. દરેક પાઠને અંતે વ્યાકરણનાં રૂપો ઓળખવાનાં અને સમાસનો વિગ્રહ કરવાનાં મનોયત્નો આપવામાં આવ્યાં છે. એ ઉપરાંત નવાં શીખેલાં રૂપો તૈયાર કરવાનાં તથા શીખેલા નિયમોનું પુનરાવર્તન કરવા અનેક મનોયત્નો યોજવામાં આવ્યાં છે. આ મનોયત્નો એવી નવી ઢબથી આપવામાં આવ્યાં છે કે વ્યાકરણ પર પૂરતો ભાર મૂકાવા છતાં વિદ્યાર્થીઓનો રસ જળવાઈ રહે. સંધિના નિયમોનું અનેક વાર પુનરાવર્તન કરવા અનેક મનોયત્નો આપવામાં આવ્યાં છે એટલુંજ નહિ પણ એની ગોઠવણી એવી કરવામાં આવી

છે કે એ મનોયત્નો કરવાથી નવા શરૂ થતા પાઠોમાં વાક્યો વિદ્યાર્થીઓ સરળતાથી વાંચી શકે.

આ ઉપરાંત ચ્વિ રૂપ, સાધિત ક્રિયાપદ, સતિ સપ્તમી, કર્મણિ રચના, ચ નો ઉપયોગ, વિધ્યર્થ કર્મણિ કૃદંત, ભૂત કર્તરિ કૃદંત વગેરે સંસ્કૃત વ્યાકરણના રૂઢ પ્રયોગો પર પાઠ્યપુસ્તકોમાં યોગ્ય ભાર મૂકાતો નથી. પરિણામે વિદ્યાર્થીઓના મગજ પર આ પ્રયોગોની જે ઊંડી છાપ પડવી જોઇએ તે પડતી નથી, અને સંસ્કૃતનું અર્થપૂર્વક વાંચન જેવું રસિક થવું જોઇએ તેવું થતું નથી. આ પાઠ્યપુસ્તકમાં આ પ્રયોગો સરળતાથી અને સ્વતંત્રપણે રજૂ કરવામાં આવ્યા છે એટલે વિદ્યાર્થીઓ એ પ્રયોગો સચોટતાથી ગ્રાહ્ય કરશે એવી આશા રાખી શકાય.

આમ વ્યાકરણ પર પૂરતો ભાર મૂકવામાં આવ્યો છે છતાં વ્યાકરણ પુસ્તકમાં પ્રધાનપદે નથી. ૩૦ પાઠમાંથી ૧૩ પાઠો સહિત્યના છે અને બે પાઠો ચિત્ર-લેખનના ( Picture Composition ) છે. એટલે વ્યાકરણના પાઠો માત્ર પંદરજ છે. સાહિત્યના પાઠોને અંતે સંસ્કૃતમાં સવાલ જવાબ કરવા ઉપરાંત વિદ્યાર્થીઓ પરિચિત વિષયો પર પાંચ કે સાત વાક્યો સંસ્કૃતમાં લખી શકે એવાં મનોયત્નો યોજવામાં આવ્યાં છે. તદુપરાંત આપેલી રૂપરેખાઓ પરથી સંસ્કૃતમાં વાર્તા યોજવાનાં મનોયત્નો આપવામાં આવ્યાં છે. વિદ્યાર્થીઓમાં અંતર્ગત લાગણીઓ વ્યક્ત કરવાની અને કંઇક નવું સર્જન કરવાની જે વૃત્તિઓ સાહજિક હોય છે તે વૃત્તિઓ આ મનોયત્નો દ્વારા પોષાય છે અને અભિવૃદ્ધિ પામે છે. વ્યાકરણનાં મનોયત્નો સાથે આવાં મનોયત્નો અવરનવર આવવાથી વ્યાકરણનો કંટાળો ઓછો થાય છે અને આવાં મનોયત્નોથી ઉત્પન્ન થતા રસ અને આનંદને લીધે વ્યાકરણ પણ કંઇક અંશે રસપ્રદ બને છે.

આમ વ્યાકરણના વિષયને હળવો અને ગૌણ બનાવી વિદ્યાર્થીઓની અભિરુચિ સાહિત્ય પ્રત્યે કેળવવાનું ધ્યેય આ પુસ્તકમાં સ્વીકારવામાં આવ્યું છે. વાક્યોની પસંદગી સાહિત્યના ઉત્તમ ગ્રંથોમાંથી અને જીવનસ્પર્શી હોવા ઉપરાંત સાહિત્યનાં જુદાં જુદાં અંગો-કાવ્ય, સંવાદ, વાર્તા,

વર્ણન વગેરે–નો પરિચય વિદ્યાર્થીઓને કરાવવામાં આવ્યો છે. શાકુન્તલ, કાદમ્બરી, પંચતંત્ર, વિક્રમોર્વશીય, મહાભારત, રામાયણ, શ્રીમદ્‌ભગવદ્‌ગીતા વગેરે અનેક ગ્રંથોમાં ચંચૂપાત કરાવી સાહિત્યનો વિસ્તૃત પરિચય અને એ દ્વારા સંસ્કૃતના અભ્યાસ પ્રત્યે અભિરુચિ ઉત્પન્ન કરાવવાનો આ પ્રયાસ ફળદાયક નીવડશે એવી આશા અસ્થાને તો નથીજ.

મારા આ મંતવ્યોમાં તેમજ એ મંતવ્યોને ફળીભૂત કરવાના આ પ્રયાસમાં કેટલીક ક્ષતિઓ હશેજ એ હું કબુલ કરું છું. મારા શિક્ષક બંધુઓ અને સંસ્કૃત સાહિત્યના રસિકો મારી એ ક્ષતિઓ પ્રતિ મારું ધ્યાન ખેંચશે અને મારા આ પ્રયત્નમાં મને ઉપયોગી સૂચનાઓ કરશે તો તેનો સાભાર સ્વીકાર કરવામાં આવશે.

રા. રામભાઈ બક્ષીએ શારીરિક સ્વાસ્થ્ય ન હોવા છતાં પણ મારા પ્રત્યેના સદ્‌ભાવને લીધે આ પુસ્તકની હસ્તલિખિત પ્રત વાંચી જઈ મને ઉપયોગી સૂચનાઓ કરવા જે શ્રમ ઉઠાવ્યો છે તે બદલ હું હાર્દિક આભાર માનવાની આ તક લઉં છું. એ ઉપરાંત મારા મિત્ર અને શિક્ષક બંધુ રા. ઉમિયાશંકર જે. મહેતા તથા રા. આત્મારામ સ. પંડિતે આ પુસ્તકોની પ્રૂફો સુધારવામાં મને જે મદદ આપી છે એ બદલ હું એમનો આભારી છું.

નવસારી,
વસંત પંચમી, ૧૯૯૬

કનૈયાલાલ મો. કાપડીઆ

## અનુક્રમણિકા

## गीर्वाणगद्यपद्यमंजरी.





# અભિનવ સંસ્કૃતપ્રવેશ

## પુસ્તક બીજું

### પાઠ ૧ લો

### વ્યંજનાન્ત નામો

આપણે પ્રથમ પુસ્તકમાં સ્વરાંત નામો તથા વિશેષણોનો વિચાર કર્યો છે. આ પુસ્તકમાં આપણે વ્યંજનાન્ત નામો અને વિશેષણોનો વિચાર કરીએ. સ્વરાન્ત નામોનાં રૂપો તૈયારજ આપવામાં આવ્યાં હતાં; પણ વ્યંજનાન્ત નામોનાં રૂપો વિભક્તિના પ્રત્યયો લગાડી બનાવવાં સરળ પડતાં હોવાથી આપણે વિભક્તિના પ્રત્યયો લઇએ.

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા | स् | औ | अस् |
| દ્વિતીયા | अम् | औ | अस् |
| તૃતીયા | आ | भ्याम् | भिस् |
| ચતુર્થી | ए | भ्याम् | भ्यस् |
| પંચમી | अस् | भ्याम् | भ्यस् |
| ષષ્ઠી | अस् | ओस् | आम् |
| સપ્તમી | इ | ओस् | सु |

આ પ્રત્યયો લગાડતાં પદાન્તે એકથી વધારે વ્યંજન હોય તો તેમાંનો પહેલો કાયમ રાખી બાકીના ઉડાવી મૂકવામાં આવે છે. આ રીતે પદાન્તે આવેલા વ્યંજનને બદલે, જો તે અનુનાસિક ન હોય તો, તેના વર્ગનો પહેલો કે ત્રીજો વ્યંજન વિકલ્પે મૂકવામાં આવે છે. આ ઉપરાંત વ્યંજનથી શરૂ થતા પ્રત્યયો આગળ પ્રથમ પુસ્તકમાં આવેલા સંધિના નિયમો–ખાસ કરીને નિયમ xiii, xv, xxvii–લાગુ પાડવામાં આવે છે. (જુઓ પાનું ૧૪)

शरद्+स्=शरद्=शरत्-द् शरद्+भ्याम्=शरद्भ्याम्
शरद्+अस्=शरदः विद्युत्+भ्याम्=विद्युद्भ्याम् ( xv )
शरद्+सु=शरत्+सु=शरत्सु ( xiii ) प्रावृष्+सु=प्रावृट्सु-त्सु ( xiii )

शरद् ( नारी )

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | शरत्-द् | शरदौ | शरदः |
| દ્વિતીયા | शरदम् | शरदौ | शरदः |
| તૃતીયા | शरदा | शरद्भ्याम् | शरद्भिः |
| ચતુર્થી | शरदे | शरद्भ्याम् | शरद्भ्यः |
| પંચમી | शरदः | शरद्भ्याम् | शरद्भ्यः |
| ષષ્ઠી | शरदः | शरदोः | शरदाम् |
| સપ્તમી | शरदि | शरदोः | शरत्सु |

અંત્ય त् કે द् વાળાં નરજાતિ અને નારીજાતિનાં નામોનાં રૂપો शरद् પ્રમાણે થાય છે.

वाच्+स्=वाच्=वाक्-ग् भिषज्+सु=भिषक्+सु=भिषक्षु
भिषज्+स्=भिषज्=भिषक्-ग् वणिज्+भ्याम्=वणिग्भ्याम्
वाच्+सु=वाक्+सु=वाक्+षु ( xxvii-પાનું ૧૪ )=वाक्षु

---

परिव्राज्+स्=परिव्राष्=परिव्राट्-ड् सम्राज्+सु=सम्राष्+सु=सम्राट्सु
परिव्राज्+भ्याम्=परिव्राष्+भ्याम्=परिव्राड्भ्याम्
परिव्राज्+सु=परिव्राष्+सु=परिव्राट्सु-त्सु राज्+भ्याम्+राष्+भ्याम्=राड्भ्याम्

परिव्राज्, राज्, विश्वसृज्, सम्राज् વગેરે નામોનાં અંત્ય ज् પછી અનુનાસિક કે અંતઃસ્થ સિવાયનો કોઈ વ્યંજન આવે, અગર કંઈ ન આવે, તો ज् નો ष् કરવામાં આવે છે.

मधुलिह्+स्=मधुलिट्-ड् उपानह्+स्=उपानत्-द्
मधुलिह्+भ्याम्=मधुलिड्भ्याम् उपानह्+भ्याम्=उपानद्भ्याम्

---

**परोपकाराय सतां विभूतयः ।**
**घटो मृद उत्पद्यते ।**

मान्यान्मानय विद्विषोऽप्यनुनय ।
कर्णस्यौदार्यं सर्वासु दिक्षु प्रथितम् ।
अविवेकः परमापदां पदम् ।
निर्धनता सर्वापदामास्पदम् ।[१]
संपदा गर्विता जना निर्धनानभिक्रुध्यन्ति ।
सतां हि साधुशीलत्वात् स्वभावो न निवर्तते ।
संपत्तौ कोमलं चित्तं साधोरापदि कर्कशम् ।
शरदि न वर्षति गर्जति, वर्षति वर्षासु निःस्वनो मेघः ।
सर्वा एवापदस्तस्य यस्य तुष्टं न मानसम् ।
स्वभावं नैव मुञ्चन्ति सतः संसर्गतोऽसताम् ।
असद्भिः शपथेनोक्तं जले लिखितमक्षरम् ।
क्षारं जलं वारिमुचः पिबन्ति, तदेव कृत्वा मधुरं वमन्ति ।
अस्त्युत्तरस्यां दिशि देवतात्मा हिमालयो नाम नगाधिराजः ।
वारिमुचो विद्युता विप्रयोगो मा भवतु ।
चित्ते वाचि क्रियायां च महतामेकरूपता ।
प्रायेण हि सर्वविदां समाजे विभूषणम् मौनमपण्डितानाम् ।
विपश्चितः संसर्गेण मन्दोऽप्यमन्दतां गच्छति ।
पुण्यपत्तनादागतो विप्रो द्वारि तिष्ठति, देवपादं च द्रष्टुमिच्छति ।
प्रभवति शुचिर्मणिर्बिम्बोद्ग्राहे, न मृदां चयः ।
सतां सद्भिः सङ्गः कथमपि हि पुण्येन भवति ।
आदानं हि विसर्गाय सतां वारिमुचामिव ।
सतां हि सन्देहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः ।
प्रणामान्तः सतां कोपो, याचनान्तं हि गौरवम् ।
अधः कृतस्यापि तनूनपातो नाधः शिखा याति कदाचिदेव ।

---

**નિયમ ૧ લો:**—જ્યારે પદ, प्रमाण, पात्र, आस्पद, भाजन, स्थान વગેરે શબ્દો વિધેય તરીકે વપરાય, ત્યારે તેઓ હમેશાં નાન્યતરજાતિ અને એકવચનમાંજ વપરાય છે, અને કર્તા સાથે જાતિ કે વચનનો સંબંધ જાળવતા નથી.

સંસ્કૃતમાં ભાષાંતર કરો:—

(૧) પવન ( मरुत् ) ફૂલોની સુવાસ બધી દિશામાં ( दिश् ) ફેલાવે છે.
(૨) શરદ્ ઋતુમાં ( शरद् ) વાદળાં ( पयोमुच् ) જવલ્લેજ દેખાય છે.
(૩) ખરાબ માણસોની ( असत् ) સોબત કોને ફાયદાકારક થાય છે ?
(૪) પૈસાથી ( संपद् ) દુઃખનો ( विपद् ) નાશ થાય છે.
(૫) ગરીબ માણસો માટીનાં ( मृद् ) વાસણોમાં રાંધે છે.
(૬) માણસો બારણા ( द्वार् ) પર ગણપતિનું ચિત્ર દોરે છે.
(૭) સૂર્ય પૂર્વ દિશામાં ઊગે છે અને પશ્ચિમ દિશામાં આથમે છે.
(૮) બાળકોમાં ગુણો પૂજાપાત્ર બને છે, નહિ કે અલંકારો.
(૯) વર્ષાઋતુમાં આકાશમાં ( वियत् ) વીજળી ( तडित् ) ચમકે છે.
(૧૦) ચોમાસામાં ( प्रावृष् ) નદીનું ( सरित् ) પાણી મેલું હોય છે.
(૧૧) વેદના મંત્રોથી (ऋच्) ઋત્વિજો ( ऋत्विज् ) અગ્નિમાં ( हुतभुज् ) આહુતિ આપે છે.
(૧૨) પથ્થર ( दृशद् ) પર બેસી તે ફૂલની માળા (स्रज्) ગૂંથે છે.
(૧૩) રાજાઓ ( महिभृत् ) શત્રુઓનો ( द्विष् ) નાશ કરે છે; વૈદો ( भिषज् ) માંદગીનો ( रुज् ) નાશ કરે છે; અન્ન ભૂખનો ( क्षुध् ) નાશ કરે છે.
(૧૪) મારા મિત્રને ( सुहृद् ) ચામડાંના ( उपानह् ) વેપારી ( वणिज् ) સાથે ગાઢ પરિચય છે.

---

## શબ્દકોશ

**आपद्** ( નારી )=દુઃખ
**तनूनपात्** ( ન. )=અગ્નિ
**दिश्** ( નારી )=દિશા
**द्वार्** ( નારી )=બારણું
**मृद्** ( નારી )=માટી
**वाच्** ( નારી )=વાણી
**वारिमुच्** ( ન. )=વાદળ
**विद्युत्** ( નારી )=વીજળી
**विद्विष्** ( ન. )=દુશ્મન
**विपश्चित्** ( ન. )=ડાહ્યો માણસ
**शरद्** ( નારી )=શરદ્ ઋતુ
**सत्** ( ન. )=સારો માણસ; (असत्=ખરાબ માણસ )
**सर्वविद्**=બધું જાણનાર

---

**अनु+नी** ( १ લો પ )=સમજાવવું
**उद्+पद्** ( ४ થો आ )=ઉત્પન્ન થવું
**नि+वृत्** ( १ લો आ )=પાછા ફરવું
**प्र+भू** ( १ લો પ )=શક્તિમાન હોવું
**या**=જવું
**वम्** ( १ લો પ )=ઓકવું

---

**अधःकृत** ( વિ. )=નીચો કરવામાં આવેલો
**आदानं** ( ના. )=સ્વીકાર
**आस्पदम्** ( ના. )=સ્થાન पदम्, भाजनम्
**औदार्यं** ( ના. )=ઉદારતા
**अंतःकरणप्रवृत्तिः** ( નારી )=અંતઃકરણની વૃત્તિ
**कथमपि** ( અ. )=મહામુસીબતે
**कर्कश** ( વિ. )=કઠોર
**कृत्वा** ( कृ )=કરીને
**चयः** ( ન. )=ઢગલો
**देवतात्मा** ( વિ. )=દૈવી આત્માવાળો
**नगाधिराजः** ( ન. )=પર્વતોનો રાજા ( नगः=પર્વત+अधिराजः=રાજા )
**निःस्वन** ( વિ. )=અવાજ વગરનો
**पुण्यपत्तनम्** ( ના. )=પૂના
**प्रणामान्त** ( વિ. )=પ્રણામથી જેનો અંત આવે છે એવો
**बिम्बोद्ग्राहः** ( ન. ) = પ્રતિચ્છાયા ઝીલવી તે
**मा** ( અ. )=નહિ
**याचनान्त** ( વિ. )=યાચનાથી જેનો અંત આવે છે એવું
**वर्षा** ( નારી )=વર્ષાઋતુ ( હમેશાં બહુવચનમાં વપરાય છે. )
**विप्रयोगः** ( ન. )=વિયોગ
**विसर्गः** ( ન. )=ત્યાગ
**शुचि** ( વિ. )=પવિત્ર-**चिः**=ગ્રીષ્મ

---

સુવાસ=**सौरभम्**
ફેલાવવું=**प्रसारय्**, **वि+कॄ** ( ६ થો પ )
જવલ્લેજ=**कष्टेन, कथमपि**
ફાયદાકારક=**हितावह, सुखप्रद, उपकारक**
વાસણ=**पात्रम्, भाजनम्, भाण्डम्**
દોરવું=**आ+लिख्** ( ६ થો પ )
ચમકવું=**स्फुर्** ( ६ પ ), **वि+लस्** ( ६ પ )
મેલું=**आविल**
આહુતિ આપવી=**बलिम् निस्+वप्** ( १ उ )
ગૂંથવું=**सूत्र्** ( १० उ ), **गुंफ्** ( ६ प )
નાશ કરવો=**नाशय्**, **नि+सूद्** ( १० आ )

---

**મનોયત્ન ૧ :** નીચેનાં નામોનાં માગેલાં રૂપો આપો :—

| નામ | પ. એ. વ | સા. બ. વ. | ચો. દ્વિ. વ. | પાં. એ. વ | ત્રી. બ. વ. |
|---|---|---|---|---|---|
| ऋच् | * | | | * | * |
| भिषज् | * | | * | | |
| दृश् | | * | * | * | |
| उपानह् | * | * | * | | |
| वणिज् | | | | * | * |
| परिव्राज् | * | * | | | |
| प्रावृष् | * | | * | | |
| मधुलिह् | | * | * | * | |
| आपद् | * | * | | | |
| समिध् | * | | | * | * |

**મનોયત્ન ૨ :** નીચેનાં રૂપો ઓળખો:—

विद्युता, दिक्षु, सर्वविदाम्, सद्भिः, विपश्चितः, द्वारि, उत्तरस्याम्, मृदाम्, सुहृदोः, मधुलिड्भ्यः, साधुशीलत्वात् .

**મનોયત્ન ૩ :** સંધિ કરો:—( જુઓ પરિશિષ્ટ ૧ ).

( i ) बलवान्+लोके; ( ii ) कश्चित्+अविषयः ; ( iii ) दुःखाय+इदानीम् ; ( iv ) समाप्ति+अवसरम् ; ( v ) तेषु+उपजायते; ( vi ) वाक्+हस्त; ( vii ) आचरन्+जनः ; ( viii ) भवति+ईश्वरः .

## પાઠ ૨ જો

## વ્યંજનાન્ત નામો: વર્તમાનકૃદંત

કેટલાંક નામોને वत् અગર मत्* પ્રત્યય લગાડીને 'વાળો' ( possessor ) નો અર્થ સૂચવતાં નામો કે વિશેષણો બનાવવામાં આવે છે. धी ( બુદ્ધિ )–धीमत ( બુદ્ધિવાળો ), धन ( પૈસો )–धनवत् ( પૈસાવાળો ).

वत् અને मत् પ્રત્યયાન્ત નામોનાં રૂપો शरद् પ્રમાણે થાય છે. માત્ર **પહેલા પાંચ પ્રત્યયો આગળ અંત્ય વ્યંજન त् ની આગળ न् ઉમેરવામાં આવે છે.**

धनवत्+स्=धनवन्त्+स्=धनवन्=**धनवान्**

धनवत्+अस्=धनवन्त्+अस्=धनवन्तः

धनवत+भ्याम्=धनवद्+भ्याम्=धनवद्भ्याम्

**धनवत्** ( નરજાતિ )

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા | **धनवान्** | **धनवन्तौ** | **धनवन्तः** |
| દ્વિતીયા | **धनवन्तम्** | **धनवन्तौ** | **धनवतः** |
| તૃતીયા | **धनवता** | **धनवद्भ्याम्** | **धनवद्भिः** |
| ચતુર્થી | **धनवते** | **धनवद्भ्याम्** | **धनवद्भ्यः** |
| પંચમી | **धनवतः** | **धनवद्भ्याम्** | **धनवद्भ्यः** |
| ષષ્ઠી | **धनवतः** | **धनवतोः** | **धनवताम्** |
| સપ્તમી | **धनवति** | **धनवतोः** | **धनवत्सु** |

वत् અને मत् પ્રત્યયાન્ત શબ્દોનું નારીજાતિનું અંગ ई ઉમેરવાથી થાય છે. धनवत्–धनवती, श्रीमत्–श्रीमती

---

* નામને છેડે કે ઉપાંત્ય अ, आ કે म् હોય તો સાધારણ રીતે તેને वत् પ્રત્યય લગાડવામાં આવે છે. બીજાં નામોને मत् પ્રત્યય લગાડવામાં આવે છે. જેમકે श्रीमत्, लक्ष्मीवत्, भगवत्.

**महत्**—त् કારાંત હોવા છતાં એનાં નરજાતિમાં પહેલાં પાંચ રૂપો शरद् થી જુદાં છે.

| | | |
|---|---|---|
| महान् | महान्तौ | महान्तः |
| महान्तम् | महान्तौ | |

महत् નું નારીજાતિનું અંગ **महती** છે.

---

नमो भगवते वासुदेवाय ः
मानो हि महतां धनम् ।
न खलु धीमतां कश्चिदविषयो नाम ।
जीर्यन्ति जीर्यतः केशा, न तृष्णा ।
मृतोऽपि म्रियते नैव जीवतां हृदये वसन् ।
गुणाः सर्वत्र पूज्यन्ते दूरेऽपि वसतां सताम् ।
उपायं चिन्तयन् प्राज्ञो ह्यपायमपि चिन्तयेत् ।
गुणवति नरे जनानां स्वाभाविकी प्रीतिः वर्तते ।
विद्यते हि नृशंसेभ्यो भयं गुणवतामपि ।
यस्य कस्य प्रसूतोऽपि गुणवान्पूज्यते नरः ।
दिष्ट्या वर्धते आयुष्मान् रिपुकुलक्षयेण ।
राजपुत्राणां नीतिशास्त्रोपदेशाय भवन्तः प्रमाणम् ।
गुणो वित्तवतां त्यागो, वित्तं त्यागवतां गुणः ।
धनवान्बलवांल्लोके सर्वः सर्वत्र सर्वदा ।
स सुहृद्व्यसने यः स्यात्, स पुत्रो यस्तु भक्तिमान् ।
तृष्णातुरैश्चातकैर्विद्युत्वान् वृष्टिं प्रतियाच्यते ।
निःसत्त्वस्य विद्याहीनस्य च प्रायेणाडम्बरो महान् ।
कापि महती वेला वर्तते भवतोऽदृष्टस्य ।
आपदो महतामेव महतामेव च संपदः ।
रात्रिर्गता, मतिमतां वर, मुञ्च शय्याम् ।
स्नेहसंभाविताः श्वापदा अपि अनुकूला भवन्ति,
किमुत मानवाः ।

तृणेन कार्यं भवतीश्वराणां किमङ्गवाग्हस्तवता नरेण।
तत्रभवती किमाख्यस्य राजर्षेः पत्नी।
तत्रभवान् काश्यपः स्नानार्थम् मालिनीं गतः।
दुःखायेदानीं भवतः सुहृदां दर्शनम्।
वनानि दहतो वह्नेः सखा भवति मारुतः।
मात्रा कथाभिर्विनोद्यमानो बालकः सुखमनुभवति।
अकिञ्चना अपि सदाचारवन्तः सदा मानार्हाः।
सज्जनानां मार्गे वर्तमानानां भयं न वर्तते।
कुलस्य श्रुतस्य च सदृशमाचरञ्जनो जगति वचनीयतां न गच्छति।
फलानि मूलानि च भक्षयन्वने नयामि कालं गतरागमोहः।
गीतसमाप्त्यवसरं प्रतीक्षमाणोऽतिष्ठत्।
अगच्छन्वैनतेयोऽपि पदमेकं न गच्छति।

---

સંસ્કૃતમાં भवत् ની આગળ अत्र અને तत्र માનાર્થે જોડવામાં આવે છે. વ્યક્તિ હાજર હોય ત્યારે अत्रનો પ્રયોગ કરવામાં આવે છે, અને વ્યક્તિની ગેરહાજરીમાં તેને માટે तत्रનો પ્રયોગ કરવામાં આવે છે. भवत्=આપ, अत्र भवत्=આપ સાહેબ, तत्र भवत्=તેઓ સાહેબ.

---

ભૂતકર્તરિ કૃદંત અને વર્તમાનકૃદંત વાકયમાં વિશેષણ તરીકે વપરાય છે. ધાતુના ભૂતકર્મણિ કૃદંતના રૂપને वत् પ્રત્યય લગાડવાથી ભૂતકર્તરિ કૃદન્તનું રૂપ થાય છે.

| ધાતુ | ભૂતકર્મણિ કૃદન્ત | ભૂતકર્તરિ કૃદન્ત |
|---|---|---|
| गम् | गत | गतवत् |
| लभ् | लब्ध | लब्धवत् |
| क्षम् | क्षान्त | क्षान्तवत् |
| गै | गीत | गीतवत् |

ભૂતકર્તરિ કૃદન્તનાં રૂપો धनवत् પ્રમાણે થાય છે, અને એમનું નારી-જાતિનું અંગ ई ઉમેરી કરવામાં આવે છે.

---

| | | | | | |
|---|---|---|---|---|---|
| चुर् | चोरय्+अत | चोरयत | मुद् | मोद्+मान | मोदमान |
| सिच् | सिञ्च्+अत | सिञ्चत | वृत् | वर्त+मान | वर्तमान |
| दा | यच्छ्+अत् | यच्छत् | मृ | म्रिय+मान | म्रियमाण |
| तड् | ताडय्+अत् | ताडयत् | जन् | जाय+मान | जायमान |

**પરસ્મૈપદ ધાતુના અંગને अत् અને આત્મનેપદ ધાતુના અંગને मान પ્રત્યય લગાડવાથી વર્તમાન કૃદન્તનું* રૂપ બને છે.**

मान પ્રત્યયાન્ત વર્તમાન કૃદન્તનાં રૂપો નરજાતિમાં राम પ્રમાણે, નારી-જાતિમાં कन्या પ્રમાણે, અને નાન્યતરજાતિમાં जल પ્રમાણે કરવામાં આવે છે. अत् પ્રત્યયાન્ત વર્તમાન કૃદન્તનાં રૂપો धनवत् પ્રમાણે થાય છે, પણ પ્રથમા એકવચનમાં ઉપાંત્ય अ નો आ થતો નથી.

यच्छत्+स्=यच्छन्त्+स्=**यच्छन्**

यच्छत्+अम्=यच्छन्त्+अम्=यच्छन्तम्

यच्छत्+भ्याम्=यच्छद्+भ्याम्=यच्छद्भ्याम् વગેરે.

---

| | | | |
|---|---|---|---|
| स्था | स्थीय+मान=स्थीयमान | तुष् | तुष्य+मान=तुष्यमाण |
| वच् | उच्य+मान=उच्यमान | जि | जीय+मान=जीयमान |

ધાતુના **કર્મવાચ્ય** અંગને मान પ્રત્યય લગાડવાથી ધાતુનું કર્મણિમાં વર્તમાન કૃદન્ત થાય છે.

---

* અંગ્રેજીમાં આવતાં ing વાળાં બધાં કૃદન્તોનો તરજૂમો સંસ્કૃતમાં વર્તમાન કૃદન્તથી થતો નથી. બંને ક્રિયા એકી વખતે થતી હોય એવો ભાવ વર્તમાન કૃદન્તમાં સમાયો છે. જેમકે 'ચાલતાં તેણે વિચાર કર્યો,' 'રસ્તે જતાં તેણે રાજાને જોયો.' પણ બંને ક્રિયા એકી વખતે થતી ન હોય તો સંસ્કૃતમાં સંબંધક ભૂતકૃદન્ત વપરાય છે. જેમકે 'પર્વત ચઢી તેણે સુંદર દૃશ્ય જોયું.' અંગ્રેજીમાં Climbing the mountain થાય, પણ સંસ્કૃતમાં पर्वतमारुह्य થાય છે.

 ૨૨૨૨૯

**गच्छत्+ई=गच्छन्ती ;** **चोरयत्+ई=चोरयन्ती**

**पुष्यत+ई=पुष्यन्ती ;** **विशत+ई=विशती-विशन्ती**

વર્તમાન કૃદન્તના અંગને ई પ્રત્યય લગાડવાથી તેનું નારીજાતિનું અંગ તૈયાર થાય છે. ई પ્રત્યય લગાડતાં પહેલાં ચોથા ગણના, દશમા ગણના તથા પહેલા ગણના ધાતુઓમાં न् ઉમેરવામાં આવે છે. છઠ્ઠા ગણના ધાતુઓમાં न् વિકલ્પે ઉમેરવામાં આવે છે.

---

સંસ્કૃતમાં ભાષાંતર કરોઃ—

(૧) નિશાળેથી પાછા ફરતા વિદ્યાર્થીઓને મેં જોયા.
(૨) સૂર્ય ( भास्वत् ) આકાશનો ( वियत् ) મણિ છે.
(૩) મરેલા પુત્રનો શોક કરતી તે બાઇને મેં સાંત્વન આપ્યું.
(૪) વખત જતાં તે સઘળી કળામાં પ્રવીણ થયો.
(૫) રૂપમાં સીતા સાક્ષાત્ ( मूर्तिमत् ) રતિ હતીઃ દાનમાં કર્ણ સાક્ષાત્ કુબેર હતો.
(૬) સજ્જનો આપત્તિમાં ( आपद् ) ધૈર્યવાળા ( धैर्यवत् ) હોય છે.
(૭) ખોટે માર્ગે જતા પુત્ર તરફ પિતાનો પણ ચાહ હોતો નથી.
(૮) વડીલોની નિંદા કરતાં તું શરમાતો નથી ?
(૯) બે માણસોને અંધારામાં વાત કરતા અમે જોયા.
(૧૦) કોઇએ ઊભાં ઊભાં પાણી પીવું નહિ.
(૧૧) દુશ્મનના પણ સુખની ઇચ્છા કરતો માણસ હમેશાં સુખી ( सुखभाज् ) થાય છે.
(૧૨) પારકાના દોષોની નિંદા કરતી તે બાઈ પોતાના દોષ જોતી નથી.
(૧૩) ગુણવાન ( गुणवत् ) માણસો જેટલાં ધનવાન ( धनवत् ) પૂજાતા નથી.
(૧૪) બુદ્ધિમાન ( बुद्धिमत् ) માણસોનો હમેશાં વિજય થાય છે.
(૧૫) પુત્રને નિર્દયપણે મારનાર પિતા પિતા નથી.
(૧૬) આપના ( भवत् ) દર્શનથી અમે ઘણા ખુશ થયા છીએ.

---

## શબ્દકોશ

**गुणवत्**=ગુણવાન
**त्यागवत्**=ત્યાગી
**धनवत्**=પૈસાદાર वित्तवत्
**धीमत्**=બુદ્ધિશાળી मतिमत्
**बलवत्**=બળવાન
**भगवत्**=માનનીય
**भक्तिमत्**=ભક્તિમાન
**विद्युत्वत्**=વાદળ
**सदाचारवत्**=સદાચરણવાળો

---

**जॄ** ( ૧ પ, ૪ પ, ૧૦ उ )=ઘરડા થવું
**विद्** ( ૪ आ )=હોવું
**प्रतीक्षमाण** ( વર્ત. કૃ. )=રાહ જોતો
**वर्तमान** ( વર્ત. કૃ. )=રહેતો
**विनोद्यमान** ( વર્ત. કૃ. )=વિનોદ પમાડવામાં આવતો, વિનોદ મેળવતો

---

**अकिञ्चन** ( વિ. )=ગરીબ
**अदृष्ट** ( વિ. )=ન મળેલો
**अवसरः** ( ન. )=વખત
**अविषय** ( વિ. )=નજર બહારનું
**आख्यम्** ( ના. )=નામ
**किमुत**(અ.)=કેટલું બધું વધારે किमङ्ग
**गतरागमोह** ( વિ. )=જેનો મોહ અને આસક્તિ ગયાં છે એવો
**नृशंसः** ( ન. )=દુષ્ટ માણસ
**प्रसूत** ( વિ. )=જન્મેલો
**प्राज्ञः** ( ન. )=ડાહ્યો માણસ
**मारुतः** ( ન. )=પવન
**मालिनी** ( નારી )=નદીનું નામ
**वचनीयता** ( નારી )=નિંદા
**वह्निः** ( ન. )=અગ્નિ
**वैनतेयः** ( ન. )=ગરુડ
**श्वापदः** ( ન. )=શિકારનું પ્રાણી
**सखा**=મિત્ર
**सुहृद्** ( ન. )=મિત્ર
**स्नेहसंभावित** ( વિ. ) = સ્નેહથી સન્માનેલું
**स्वाभाविकी** ( વિ. )=કુદરતી

શોક કરવો=**अनु+शुच्** ( ૧ પ ), **वि+लप्** ( ૧ પ )
વખત જતાં=**गम्** નું વર્ત. કૃ.+**काल** ( બંને શબ્દો ત્રીજીમાં વપરાય છે.)
વાત કરવી=**सं+लप्** ( ૧ પ ), **सं+भाष्** ( ૧ आ ), **सं+मन्त्र्** ( ૧૦आ )
પોતાનું=**स्वकीय**
જેટલું=**यावत्—तावत्**
નિર્દયપણે=**निष्करुणम्**, **निर्दयम्**

---

**મનોયત્ન ૪:** નીચેના ધાતુઓનાં વર્તમાન કૃદંત અને ભૂતકર્તરિ કૃદંતનાં રૂપો બનાવોઃ—

क्षम्, रुच्, वस् ( કર્મણિ ), घ्रा, आ+पृच्छ्, वि+हृ, विद्, सं+गम्, हे ( કર્મણિ ), प्र+बुध्, वृत्, जन्, भ्रम्, इष्, ज, परि+ईक्ष् ( કર્મણિ ).

**મનોયત્ન ૫:** નીચેનાં વાક્યોમાં વર્તમાનકૃદંતનાં યોગ્ય રૂપો વાપરો.

( i ) मृगम् ( अनु+धाव् ) रामं मारीचोऽवदत् ।

( ii ) तडागे पाषाणखण्डानि ( क्षिप् ) बालान् भेका अवदन् ।

( iii ) परेषां सुखेन ( मुद् ) जना विरलाः ।

( iv ) मार्गेण ( गम् ) स नृपतिना दृष्टः ।

( v ) ( गर्ज् ) घनानां ध्वनिमाकर्ण्य मयूरा नृत्यन्ति ।

( vi ) अत्याहारे ( रम् ) जना मृत्युमाह्वयन्ति ।

નીચેનાં વાક્યોમાં ભૂતકર્તરિ કૃદંતનાં યોગ્ય રૂપો વાપરોઃ—

( i ) वैकुण्ठमधिवसन्तं विष्णुम् नारदः ( दृश् ) —— ।

( ii ) देवा विष्णुम् —— ( वच् ) । ( iii ) सीता रामम् —— ( पृच्छ् ) ।

**મનોયત્ન ૬:** ( अ ) નીચેના સમાસોનો વિગ્રહ કરો અને તેમના પ્રકાર કહો :—

आर्तत्राणः, मानार्हः, दुराचारः आर्तिनाशनम्, साधुशीलत्वात्, वारिमुचः, नगाधिराजः ।

( ब ) નીચેનાં રૂપો ઓળખો:—

गुणवति, जीर्यतः, सुहृदाम्, जल्पतः, जीवताम्, संसर्गतः, मृद उत्पद्यते.

——:o:——

# પરિશિષ્ટ ૧

## વ્યંજન સંધિના કેટલાક અગત્યના નિયમો

(પ્રથમ પુસ્તકમાં પાઠ ૨૦ માં આવી ગયેલા નિયમો)

**સં. નિયમ:**—(xiii) પદને અંતે અનુનાસિક સિવાયનો વ્યંજન હોય અને તેના પછી કોઈ કઠોર વ્યંજન આવે તો પહેલા વ્યંજનને બદલે તેનાજ વર્ગનો પહેલો અક્ષર મૂકવામાં આવે છે.

**સં. નિયમ:**—(xv) પદને અંતે અનુનાસિક સિવાયનો વ્યંજન હોય અને તેના પછી કોઈ મૃદુ વ્યંજન અગર સ્વર આવે તો પહેલા વ્યંજનને બદલે તેનાજ વર્ગનો ત્રીજો અક્ષર મૂકવામાં આવે છે.

**સં. નિયમ:**–(xxvii) स् ની આગળ अ કે आ સિવાયનો સ્વર, અંતઃસ્થ વ્યંજન, क વર્ગનો કોઈ વ્યંજન કે ह् આવે તો स् નો ष् કરવામાં આવે છે.

**સં. નિયમ:**—(xxv) त વર્ગના કોઈપણ વ્યંજનની સાથે च વર્ગનો કોઈપણ વ્યંજન આવે તો त વર્ગના વ્યંજનને બદલે च વર્ગનો તેટલામોજ અક્ષર મૂકવામાં આવે છે.

**સં. નિયમ:**—(xxvi) त વર્ગના અનુનાસિક સિવાયના કોઈપણ વ્યંજનની પછી ल् આવે તો આગલા વ્યંજનનો ल् કરવામાં આવે છે

**સં. નિયમ:**—(xx) પદને અંતે न् આવે અને તેના પછી ल् આવે તો न् ને બદલે અનુનાસિક ल् (ँल्) મૂકવામાં આવે છે.

**સં. નિયમ:**—(xxi) પદને અંતે न् આવે અને તેના પછી च्, छ्, ट्, ठ्, त् કે थ् આવે, તથા એ પૈકીના વ્યંજન પછી કોઈ સ્વર, અનુનાસિક, અંતઃસ્થ કે ह् આવે, તો न् નો અનુનાસિક અને વિસર્ગ કરવામાં આવે છે.

**સં. નિયમ:**—(xxii) પદને અંતે न्, ण्, અગર ङ् આવે, અને તેની આગળ કોઈ હ્રસ્વ સ્વર તથા તેની પછી કોઈ સ્વર આવે, તો न्, ण्, કે ङ् ને બેવડાવવામાં આવે છે.

**સં. નિયમ:**—(xvi) પદને અંતે અનુનાસિક સિવાયનો વ્યંજન આવે અને તેના પછી ह् આવે તો ह् ને બદલે પહેલા વ્યંજનના વર્ગનો ચોથો અક્ષર વિકલ્પે મૂકવામાં આવે છે.

**સં. નિયમ:**—(xxxii) પદાન્તે च् અગર ज् આવે અને તેના પછી કોઈ કઠોર વ્યંજન આવે તો च् કે ज् નો क् થાય છે; અને અનુનાસિક કે અંતઃસ્થ સિવાયનો મૃદુ વ્યંજન આવે તો તેનો ग् થાય છે. च् કે ज् પછી કંઈ ન આવે તો च् કે ज् ને બદલે क् અગર ग् કરવામાં આવે છે.

---

## પાઠ ૩ જો

### વ્યંજનાન્ત નામોઃ–स्, ईयस्, एयस्, इन्

मतिर्बलाद्गरीयसी ।
दारिद्र्यदोषो गुणराशिनाशी ।
कः परः प्रियवादिनाम् ।
किं दूरं व्यवसायिनाम् ।
ज्योतिष्मती चन्द्रमसैव रात्रिः ।
विनयेन विना का श्रीः, का निशा शशिना विना ।
भूभुजः प्रजानां श्रेयसे यतन्ताम् ।
सौमित्रिर्दाशरथेः कनीयान् भ्राता ।
देहिनाम् प्राणेभ्यः कोऽन्यः प्रेयान् ।
चन्दनं शीतलं लोके चन्दनादपि चन्द्रमाः ।
रोगिणामौषधं मित्रं धर्मो मित्रं शरीरिणाम् ।
नराणां नापितो धूर्तः पक्षिणां चैव वायसः ।
भूतानां प्राणिनः श्रेष्ठाः, प्राणिनां बुद्धिजीविनः ।
उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः ।
अपकारिषु यः साधुः स साधुः सद्भिरुच्यते ॥
आर्तत्राणाय नृपस्य शस्त्रं, न प्रहर्तुमनागसि ।
द्रौपदीं केशेषु[२] गृहीत्वा दुःशासनो राजसभायामानीतवान् ।
वनेऽपि सिंहा मृगमांसभक्षिणो बुभुक्षिता नैव तृणं चरन्ति ।
गुणी च गुणरागी च विरलः सरलो जनः ।
दुष्यन्तनिमग्नचित्ता शकुन्तला पूजार्हे दुर्वाससयपराद्धा ।
वेनो दुराचारेण देवेष्वपराद्धः ।[३]
कामये दुःखतप्तानां प्राणिनामार्त्तिनाशनम् ।
दोषग्राही गुणत्यागी चालिनीव हि दुर्जनः ।
मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम् ।
मनस्वी म्रियते कामं न तु कार्पण्यं गच्छति ।

दानोपभोगहीनेन न धनेन धनी धनी ।
सदा खरश्चंदनभारवाही भारस्य वेत्ता, न तु चन्दनस्य ।
अवश्यं भाविनो भावा भवन्ति महतामपि ।
क्षणविध्वंसिनः कायाः, का चिन्ता मरणे रणे ।
एकोऽपि गरीयान्दोषः सकलम् गुणग्रामम् विनाशयति ।
वलवानपि निस्तेजाः कस्य नाभिभवास्पदम् ।
व्रजन्ति ते मूढधियः पराभवं भवन्ति मायाविषु ये न मायिनः ।
किमत्र चित्रं यदि प्रथितयशसां प्राचीनकवीनां प्रबन्धानाति-
क्रम्य वर्तमानकवेः क्रियायां बहुमाना जनाः ।

---

**નિયમ ૨ જો:**—'પકડવું,' 'પ્રહાર કરવો,' એ અર્થના ધાતુઓ સાથે જેને પકડવામાં આવે અગર પ્રહાર કરવામાં આવે તે સાતમીમાં વપરાય છે.

**નિયમ ૩ જો:**—'માઠું લગાડવું' એ અર્થમાં अप+राध् ધાતુ સાથે જેને માઠું લગાડવામાં આવે તે વ્યકિતને છઠ્ઠી અગર સાતમી વિભકિતમાં મૂકવામાં આવે છે.

---

જે નામને છેડે स् આવે એવાં નામોનાં રૂપોમાં પ્રત્યયો લગાડતાં કાંઇ ફેરફાર કરવાનો નથી. માત્ર પ્રથમા એકવચનમાં ઉપાંત્ય अ નો आ થાય છે.

वेधस्+स्=वेधास्+स्=वेधाः　　　　वेधस्+अस्=वेधसस्=वेधसः

वेधस्+भ्याम्=वेधः+भ्याम्=वेधोभ्याम्　　　　वेधस्+सु=वेधःसु=वेधस्सु

**वेधस्** ( નરજાતિ )

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા | **वेधाः** | **वेधसौ** | **वेधसः** |
| દ્વિતીયા | **वेधसम्** | **वेधसौ** | **वेधसः** |
| તૃતીયા | **वेधसा** | **वेधोभ्याम्** | **वेधोभिः** |
| ચતુર્થી | **वेधसे** | **वेधोभ्याम्** | **वेधोभ्यः** |
| પંચમી | **वेधसः** | **वेधोभ्याम्** | **वेधोभ्यः** |
| ષષ્ઠી | **वेधसः** | **वेधसोः** | **वेधसाम्** |
| સપ્તમી | **वेधसि** | **वेधसोः** | **वेधःसु–स्सु** |
| સંબોધન | **वेधः** | **वेधसौ** | **वेधसः** |

इस्, उस् કે ओस् પ્રત્યયાન્ત શબ્દોનાં રૂપો પણ આ પ્રમાણે પ્રત્યયો લગાડી બનાવવામાં આવે છે. स् પ્રત્યયાન્ત નારીજાતિનાં નામોનાં રૂપો પણ वेधस् પ્રમાણેજ થાય છે. उशनस् શબ્દનું પ્રથમા એકવચનનું રૂપ उशना અને સંબોધન એકવચનનું રૂપ उशनः થાય છે. એ સિવાયનાં બીજાં રૂપો वेधस् પ્રમાણે થાય છે.

જે શબ્દને છેડે **ईयस्** અગર **एयस्** હોય એવા શબ્દનાં રૂપો બનાવતી વખતે ( ૧ ) પહેલા પાંચ પ્રત્યયો આગળ છેલ્લા વ્યંજનની આગળ अन् ઉમેરવામાં આવે છે બાકીનાં રૂપો નિયમિત રીતે થાય છે.

कनीयस् + स् = कनीय + अन् + स् + स् = कनीयान्
प्रेयस् + औ = प्रेय + अन् + स् + औ = प्रेयांसौ
प्रेयस् + भ्याम् = प्रेयोभ्याम् ; कनीयस् + सु = कनीयःसु–स्सु

**प्रेयस्** ( નરજાતિ )

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા | **प्रेयान्** | **प्रेयांसौ** | **प्रेयांसः** |
| દ્વિતીયા | **प्रेयांसम्** | **प्रेयांसौ** | **प्रेयसः** |
| તૃતીયા | **प्रेयसा** | **प्रेयोभ्याम्** | **प्रेयोभिः** |

| | | | |
|---|---|---|---|
| ચતુર્થી | प्रेयसे | प्रेयोभ्याम् | प्रेयोभ्यः |
| પંચમી | प्रेयसः | प्रेयोभ्याम् | प्रेयोभ्यः |
| ષષ્ઠી | प्रेयसः | प्रेयसोः | प्रेयसाम् |
| સપ્તમી | प्रेयसि | प्रेयसोः | प्रेयःसु-स्सु |
| સંબોધન | प्रेयन् | प्रेयांसौ | प्रेयांसः |

**ईयस् અને एयस् પ્રત્યયાન્ત વિશેષણોનું નારીજાતિનું અંગ ई ઉમેરી તૈયાર કરવામાં આવે છે.** कनीयस्-कनीयसी, प्रेयस्-प्रेयसी. એનાં રૂપો વાપી પ્રમાણે થાય છે.

**इन्*** પ્રત્યયાન્ત શબ્દોનાં રૂપો બનાવતી વખતે (૨) વ્યંજનથી શરૂ થતા પ્રત્યયો આગળ न् ઉડાવી મૂકવામાં આવે છે. दण्डिन्+भ्याम्=दण्डिभ्याम्. એજ પ્રમાણે दण्डिषु. दण्डिन् નું પ્રથમા એકવચન दण्डी થાય છે.

**दण्डिन्** (નરજાતિ)

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા | दण्डी | दण्डिनौ | दण्डिनः |
| દ્વિતીયા | दण्डिनम् | दण्डिनौ | दण्डिनः |
| તૃતીયા | दण्डिना | दण्डिभ्याम् | दण्डिभिः |
| ચતુર્થી | दण्डिने | दण्डिभ्याम् | दण्डिभ्यः |
| પંચમી | दण्डिनः | दण्डिभ्याम् | दण्डिभ्यः |
| ષષ્ઠી | दण्डिनः | दण्डिनोः | दण्डिनाम् |
| સપ્તમી | दण्डिनि | दण्डिनोः | दण्डिषु |
| સંબોધન | दण्डिन् | दण्डिनौ | दण्डिनः |

**इन् પ્રત્યયાન્ત શબ્દોનું નારીજાતિનું અંગ ई ઉમેરી તૈયાર કરવામાં આવે છે.** જેમકેઃ—गुणिन्—गुणिनी; अपराधिन्—अपराधिनी.

---

* इन् પ્રત્યય પણ ઘણાં અકારાંત નામોને 'વાળો' (possessor) ના અર્થમાં જોડવામાં આવે છે. धन (પૈસો) धनिन् (પૈસાવાળો માણસ), बल (શક્તિ) बलिन् (બળવાન માણસ). કેટલીક વાર એ અર્થમાં विन् પ્રત્યય પણ લગાડવામાં આવે છેઃ यशस् (કીર્તિ) यशस्विन् (કીર્તિવાન).

સંસ્કૃતમાં ભાષાંતર કરો:—

(૧) હમેશાં ઈશ્વરની ઇચ્છા બળવાન છે.

(૨) તપસ્વીઓ ( तपस्विन् ) જંગલમાં પરમેશ્વરનું ધ્યાન ધરે છે.

(૩) પડવાને દિવસે ચંદ્રની ( चन्द्रमस् ) કળા દેખાતી નથી.

(૪) તપસ્વીઓ ફલાહારી છે.

(૫) મૂર્ખાઓની સેવા કોને ફલદાયી ( फलदायिन् ) નીવડે છે ?

(૬) પક્ષીઓ ( पतत्रिन् ) ઝાડમાં ( विटपिन् ) બાંધેલા માળાઓમાં રાત્રિ ગાળે છે.

(૭) યુધિષ્ઠિરના નાના ભાઈ ( कनीयस् ) ભીમનો દુર્યોધનને ઘણો ભય રહેતો.

(૮) કૃષ્ણના મોટા ભાઈ ( ज्यायस् ) બળદેવને નમસ્કાર હો.

(૯) પર્વતની ( शिखरिन् ) ગુફામાં જંગલી પ્રાણીઓ ( प्राणिन् ) રહે છે.

(૧૦) કુબેરના ભવનથી પાછી ફરતી અપ્સરા ( अप्सरस् ) ઊર્વશીને કેશી ( केशिन् ) દાનવે સતાવી.

(૧૧) શકુન્તલાની બે સખીઓએ શ્રાપનું નિવારણ કરવા દુર્વાસાને ( दुर्वासस् ) વિનંતિ કરી.

(૧૨) તપસ્વીઓ ( वनौकस् ) ગૃહસ્થોના પરમ ( भूयस् ) કલ્યાણને માટે ઇચ્છા કરતા હતા.

(૧૩) મોટા ભાઈએ ( ज्यायस् ) નાના ભાઈને ( कनीयस् ) મારવું જોઈએ નહિ.

(૧૪) રામે દણ્ડકારણ્યમાં ઘણા રાક્ષસોને ( रक्षस् ) માર્યા.

(૧૫) અપરાધીને શિક્ષા થવા દો, પણ નિર્દોષને ના મારો.

## શબ્દકોશ

**अपकारिन्**=અપકાર કરનાર

**उपकारिन्**=ઉપકાર કરનાર

**कार्यार्थिन्**=કાર્ય કરવાની ઇચ્છાવાળો

**क्षणविध्वंसिन्**=ક્ષણમાં નાશ થાય એવું

**गुणत्यागिन्**=ગુણનો ત્યાગ કરનાર—रागिन्=ગુણને ચાહનાર—राशिनाशिन्=ગુણના સમૂહનો નાશ કરનાર

**गुणिन्**=ગુણવાન

**देहिन्** ( न. )=મનુષ્ય શરીરિન્
**दोषग्राहिन्**=દોષ ગ્રહણ કરનાર
**धनिन्** ( न. )=પૈસાદાર માણસ
**पक्षिन्** ( न. )=પંખી
**प्राणिन्** ( न. )=પ્રાણી
**प्रियवादिन्**=મીઠું બોલનાર
**बुद्धिजीविन्**=બુદ્ધિથી જીવનાર
**भक्षिन्**=ભક્ષણ કરનાર
**भारवाहिन्**=ભાર ઊંચકી જનાર
**भाविन्**=જે થવાનું છે તે
**मनस्विन्**=ચતુર, માની
**मायिन्**=કપટી માયાવિન્
**रोगिन्**=રોગી માણસ
**व्यवसायिन्**=નિશ્ચયી, ઉત્સાહી, ખંતી
**शशिन्** ( न. )=ચંદ્રમા

---

**अनागस्** ( वि. )=બિનઅપરાધી
**कनीयस्** ( वि. )=નાનો
**गरीयस्** ( वि. )=બળવાન, મોટો
**चन्द्रमस्** ( न. )=ચંદ્રમા
**दुर्वासस्** ( न. )=દુર્વાસા મુનિ
**निस्तेजस्** ( वि. )=તેજ વિનાનો
**प्रेयस्** ( वि. )=વધારે પ્રિય
**प्रथितयशस्** ( वि. )=જેનો યશ જાણીતો છે એવો
**श्रेयस्** ( वि. )=વધારે સારૂં
( न. )=કલ્યાણ

**अप+राध्**=( ૪ પ ) માઠું લગાડવું
**अभिभवः** ( न. )=અપમાન
**आर्तत्राणम्** ( ना. )=દુઃખીનો બચાવ
**आर्तिनाशनम्** ( ना. )=દુઃખનો નાશ
**कार्पण्यम्** ( ना. )=દૈન્ય, કૃપણતા
**कामम्** ( અ )=બહેતર
**खरः** ( न. )=ગધેડો
**गुणग्रामम्** ( ना. )=ગુણોનો સમુદાય
**गृहीत्वा** ( કૃ. )=પકડીને
**चालिनी** ( नारी )=ચાલણી
**ज्योतिष्मत्** ( वि. )=પ્રકાશવાળી
**दाशरथिः** ( न. )=રામ
**दुष्यन्तनिमग्नचित्ता** ( वि. )=દુષ્યન્તમાં જેનું ચિત્ત એકાગ્ર થયું છે એવી
**धूर्त** ( वि. )=લુચ્ચો
**नापितः** ( न. )=હજામ
**पूजार्ह** ( वि. )=પૂજવા લાયક
**प्रबन्धः** ( न. )=ગ્રંથ
**बुभुक्षित** ( वि. )=ભૂખ્યો
**भावः** ( न. )=સ્થિતિ, વસ્તુ
**भूतम्** ( ना. )=પ્રાણી, જીવ
**भूभुज्** ( न. )=રાજા
**मूढधिः** ( न. )=મંદબુદ્ધિવાળો માણસ
**वायसः** ( न. )=કાગડો
**वेत्तृ** ( न. )=જાણનારો
**सौमित्रिः** ( न. )=લક્ષ્મણ

બળવાન=**बलीयस्, गरीयस्** | માળો=**नीडः**
પડવો=**प्रतिपद्** ( નારી ) | જંગલી=**वन्य**
કળા=**लेखा** | સતાવવું=**पीड्, उप+द्रु** ( ૧ લો ૫ )
બાંધેલો=**निर्मित** | નિવારણ કરવા=**निवारयितुम्**

---

दशरथस्य अपत्यं पुमान् **दाशरथिः** | जनकस्य अपत्यम् स्त्री **जानकी**
सुमित्रायाः अपत्यं पुमान् **सौमित्रिः** | द्रुपदस्य अपत्यम् स्त्री **द्रौपदी**
विनतायाः अपत्यं पुमान् **वैनतेयः** | जन्होः अपत्यम् स्त्री **जाह्नवी**

**મનોયત્ન ૭:** મોટા અક્ષરે છાપેલા શબ્દોના ઉપયોગ પર નોંધ કરોઃ–

( i ) नीतिशास्त्रोपदेशाय **भवन्तः प्रमाणम्** ।
( ii ) **तृणेन** कार्यम् भव**तीश्वराणाम्** ।
( iii ) काश्यपः **मालिनीं** स्नानार्थं गतः ।
( iv ) **धर्मो मित्रम्** शरीरिणाम् ।
( v ) विद्यते हि **नृशंसेभ्यो** भयं गुणवतामपि ।
( vi ) दिष्ट्या वर्धते आयुष्यमान् **रिपुकुलक्षयेण** ।

**મનોયત્ન ૮:** 'વાળો 'ના અર્થમાં मत्, वत्, इन्, કે विन् પ્રત્યય નીચેના શબ્દોને લગાડોઃ—

आयुस्, दण्ड, यशस्, लक्ष्मी, ओजस्, मूर्ति, पक्ष, विद्या, श्री, मेधा, योग, गुण, शिखर, अपराध, तपस्, ज्योतिस्, बुद्धि, माया.

નીચેના શબ્દોમાંથી પ્રત્યય જૂદો પાડી શબ્દોના અર્થ કહોઃ—

प्राणिन्, शशिन्, मनस्विन्, परवत्, फणिन्, दण्डिन्, उदन्वत्, तडित्वत्, कलापिन्, तपस्विन्, भास्वत्, करिन्.

**મનોયત્ન ૯ઃ પહેલી એ. વ., બીજી બ. વ., ચોથી દ્વિ. અને** સાતમી બ. વ. નાં રૂપો આપોઃ—

ज्योतिस्, शरीरिन्, बुद्धिजीविन्, गरीयस्, दण्डवत्, भास्वत्, दोषग्राहिन्, श्रेयस्, सिञ्चत्, उदन्वत, उशनस्, अर्चिस्.

સંધિ કરોઃ—

राजा+इति; तेषु+उपजायते; महत्सु+एव; स्वामिनः+अनुजीविन्; आपदः+उद्धरणम्; अप्रभुः+अस्मि; यः+तु; आचार्याः+अन्तेवासिन्; पश्यन्+अपि.

**મનોયત્ન ૧૦ઃ** નીચેનાં ખાનાંઓ પૂરોઃ—

(अ) ( i ) पक्षिणां ——— धूर्तः, चतुष्पदानां तु ——— ।

( ii ) प्राणिनां ——— श्रेष्ठा बुद्धिजीविनां तु ——— ।

(iii) घटो —— उदपद्यते कुण्डलं तु ——— ।

(iv) का —— शशिना विना कः शशिः ——— विना ।

( v ) ——— कुतः विद्या, विद्यार्थिनाम् ——— सुखम् ।

(vi) ——— सर्वापदां प्रभवः ।

(vii) सतां विभूतयः प्राणिनाम् ——— न ——— ।

( ब ) ( i ) दुर्जनाः ——— प्रहरंति किमुत ——— ।

( ii ) नमः —— यो —— मेघदानेन प्राणिनां —— प्रभवति ।

———·०·———

## પાઠ ૪ થા

## अनुकरणशीला वानराः

નીચેનાં ચિત્રો પરથી વાર્તા બનાવોઃ—

ટોપી=शिरोवेष्टनम्
પહેરવું=मस्तके धृ (१० प)
ટોપલો=मंजूषा
ઉતારવું=अवतारय्, अप+नी
જાગવું=प्र+बुध् (४ प)

શું કરવું તે ન જાણનારો=किंकर्तव्यताविमूढः
અનુકરણ કરવું=अनुकरोति–कुर्वन्ति
એકઠું કરવું=समाहृ







किं कथायास्तात्पर्यम् ? कीदृशो वानराणाम् स्वभावः ?

---

**मनोयत्न ११ :** वानराणामनुकरणशीलत्वमुद्दिश्य कांचित् अन्यां कथां लिखत ।

—:o:—

## પાઠ ૫ મો

### વ્યંજનાન્ત નામો : अन्, वस्.

જે શબ્દને છેડે **अन्** આવે એવા શબ્દોના બે પ્રકાર પાડી શકાય. ग्रावन्, नामन्, प्रेमन्, महिमन्, मूर्धन्, राजन्, लघिमन्, लोमन्, व्योमन्, सीमन्, हेमन् વગેરે એક વર્ગમાં મૂકી શકાય. अध्वन्, अन्तरात्मन्, अश्मन्, आत्मन्, कर्मन्, कृष्णवर्त्मन्, चर्मन्, छद्मन्, जन्मन्, दुरात्मन्, ब्रह्मन्, मर्मन्, यज्वन्, वर्त्मन्, विश्वकर्मन्, सद्मन् વગેરે બીજા વર્ગમાં મૂકી શકાય. બીજા વર્ગનાં નામોમાં अन् ની પૂર્વે જોડાક્ષર છે, અને જોડાક્ષરનો બીજો વ્યંજન म् કે व् છે. આ બીજા વર્ગનાં નામોનાં રૂપો બનાવતી વખતે (૧) પહેલા પાંચ પ્રત્યયો આગળ ઉપાંત્ય अ નો आ કરવામાં આવે છે; અને (૨) વ્યંજનથી શરૂ થતા પ્રત્યયો પહેલાં અંત્ય न् ઉડાવી મૂકવામાં આવે છે.

ब्रह्मन्+औ=ब्रह्मान्+औ=ब्रह्माणौ.

ब्रह्मन्+आ=ब्रह्मणा; ब्रह्मन्+भ्याम्=ब्रह्म+भ्याम्=ब्रह्मभ्याम्.

**ब्रह्मन्** (નરજાતિ)

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા | **ब्रह्मा** | **ब्रह्माणौ** | **ब्रह्माणः** |
| દ્વિતીયા | **ब्रह्माणम्** | **ब्रह्माणौ** | **ब्रह्मणः** |
| તૃતીયા | **ब्रह्मणा** | **ब्रह्मभ्याम्** | **ब्रह्मभिः** |
| ચતુર્થી | **ब्रह्मणे** | **ब्रह्मभ्याम्** | **ब्रह्मभ्यः** |
| પંચમી | **ब्रह्मणः** | **ब्रह्मभ्याम्** | **ब्रह्मभ्यः** |
| ષષ્ઠી | **ब्रह्मणः** | **ब्रह्मणोः** | **ब्रह्मणाम्** |
| સપ્તમી | **ब्रह्मणि** | **ब्रह्मणोः** | **ब्रह्मसु** |
| સંબોધન | **ब्रह्मन्** | **ब्रह्माणौ** | **ब्रह्माणः** |

પહેલા વર્ગનાં નામોમાં આ બંને ફેરફારો ઉપરાંત (૩) બીજી બહુ-વચનથી શરૂ થતા સ્વર પ્રત્યયો આગળ अन् માંનો अ ઉડાવી મૂકવામાં આવે છે. महिमन्+ए=महिम्+ने=महिम्ने.

**महिमन्** ( નરજાતિ )

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા | **महिमा** | **महिमानौ** | **महिमानः** |
| દ્વિતીયા | **महिमानम्** | **महिमानौ** | **महिम्नः** |
| તૃતીયા | **महिम्ना** | **महिमभ्याम्** | **महिमभिः** |
| ચતુર્થી | **महिम्ने** | **महिमभ्याम्** | **महिमभ्यः** |
| પંચમી | **महिम्नः** | **महिमभ्याम्** | **महिमभ्यः** |
| ષષ્ઠી | **महिम्नः** | **महिम्नोः** | **महिम्नाम्** |
| સપ્તમી | **महिम्नि** | **महिम्नोः** | **महिमसु** |
| સંબોધન | **महिमन्** | **महिमानौ** | **महिमानः** |

अन् પ્રત્યયાન્ત નરજાતિ અને નારીજાતિનાં નામોનાં રૂપો સરખાંજ થાય છે.

---

**वस्** પ્રત્યયાન્ત શબ્દોનાં રૂપો બનાવતી વખતે (૧) પહેલા પાંચ પ્રત્યયો આગળ છેલ્લા વ્યંજનની પૂર્વે आन् ઉમેરવામાં આવે છે, તથા (૨) બીજી બહુવચનથી શરૂ થતા સ્વર પ્રત્યયો આગળ व નો उ કરવામાં આવે છે. ( આ ફેરફાર થવાથી સં. નિ. xxvii b પ્રમાણે स् નો ष् થશે. )

विद्वस्+स्=विद्व+आन्+स्+स्=विद्वान्

विद्वस्+आ=विद्+व+सा=विद्+उ+षा=विदुषा

विद्वस्+भ्याम्=विद्वद्+भ्याम् ( સં. નિ. xv )=विद्वद्भयाम्

विद्वस्+सु=विद्वत्+सु ( સં. નિ. xiii )=विद्वत्सु.

**विद्वस्** ( નરજાતિ )

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા | **विद्वान्** | **विद्वांसा** | **विद्वांसः** |
| દ્વિતીયા | **विद्वांसम्** | **विद्वांसौ** | **विदुषः** |
| તૃતીયા | **विदुषा** | **विद्वद्भ्याम्** | **विद्वद्भिः** |

| | | | |
|---|---|---|---|
| ચતુર્થી | विदुषे | विद्वद्भ्याम् | विद्वद्भ्यः |
| પંચમી | विदुषः | विद्वद्भ्याम् | विद्वद्भ्यः |
| ષષ્ઠી | विदुषः | विदुषोः | विदुषाम् |
| સપ્તમી | विदुषि | विदुषोः | विद्वत्सु |
| સંબોધન | विद्वन् | विद्वांसौ | विद्वांसः |

---

चारैः पश्यन्ति राजानः ।
महत्स्वेवापराधेषु महात्मनां प्रकोपः ।
राजेति का गणना विदुषाम् ।
यस्तु क्रियावान्पुरुषः स विद्वान् ।
स्वामिनोऽनुजीविनां प्रभवन्ति ।
आचार्या अन्तेवासिनां प्रभवन्ति ।
आत्मनोऽप्रभुरस्मि ।
सर्वः खलु कान्तमात्मानं पश्यति ।
स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते ।
आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ।
उत्तमा आत्मना ख्याताः पितुः ख्याताश्च मध्यमाः ।
स बन्धुर्यो विपन्नानामापद उद्धरणक्षमः ।
खल आत्मनो बिल्वमात्राणि छिद्राणि पश्यन्नपि न पश्यति ।
अतीत्य हि गुणान्सर्वान्स्वभावो मूर्ध्नि वर्तते ।
सुरभिणः कुसुमस्य मूर्ध्नि स्थितिर्नैसर्गिकी सिद्धा ।
भ्रातुराज्ञां मूर्ध्नादाय सौमित्रिर्मैथिलीं वने त्यक्तवान् ।
स्पर्धापि विदुषा युक्ता न युक्ता मूर्खमित्रता ।
विदुषां वदनाद्वाचः सहसा गच्छन्ति नो बहिः ।
असमर्थानाम् पुंसां कोप आत्मन उपद्रवाय ।
विषयान्ध्यायतः पुंसः संगस्तेषूपजायते ।
स्वस्थानात्प्रच्युतो नक्रः शुनापि परिभूयते ।

मानुषतासुलभो लघिमा बलादनिच्छन्तमपि तं प्रश्नकर्मणि नियोजयति ।
सज्जनानां महिमानं दूषयितुं के प्रभवन्ति ।
रिक्तपाणिर्न पश्येत् राजानं भिषजं गुरुम् ।
उदरे मात्रा दाम्ना बद्धः कृष्णो दामोदर इति ख्यातः ।
प्रेम्णा संवर्धितेषु पादपेषु शकुन्तलायाः सोदरस्नेह आसीत् ।
अश्मभिर्निर्मितानि हर्म्याणि संप्रति क्वचिदेव दृष्टिपथमागच्छन्ति ।
न हि संहरते ज्योत्स्नां चन्द्रश्चाण्डालवेश्मनः ।
आपदां कथितः पन्था इन्द्रियाणामसंयमः ।
रामनामाङ्किता ग्रावाणोऽपि अम्बुधावप्लवन्तेति किंवदन्ती ।

---

**નિયમ ૪ થો:**—प्र+भू ધાતુ ' સત્તા ભોગવવી, શાસન ચલાવવું, ' વગેરે અર્થમાં છઠ્ઠી વિભક્તિ સાથે વપરાય છે.

---

સંસ્કૃતમાં ભાષાંતર કરો:—

( ૧ ) દેવો ( दिवौकस् ) બ્રહ્માનો મહિમા ગાય છે.
( ૨ ) છોકરાઓએ દેડકાઓને ઘણા પથ્થરો ( अश्मन् ) માર્યા.
( ૩ ) મોટા માણસની મોટાઇને બધાજ વખાણે છે.
( ૪ ) તમારા ઘરમાં રહેતા માણસોનું ધન કલ્પનામાં પણ આવે એમ નથી.
( ૫ ) ગરીબાઇનું દુઃખ પથ્થર જેવા (अश्मन्) કઠોર હૈયાંને પણ પીગળાવે છે.
( ૬ ) ખરાબ વાણીથી ( वचस् ) માણસ પોતાની અલ્પતા ( लघिमन् ) બતાવે છે.
( ૭ ) ગાઢ પ્રેમથી ( प्रेमन् ) માતાપિતાની પૂજા કરનાર પુત્ર પ્રશંસાને પાત્ર બને છે.
( ૮ ) વિદ્વાનોનાં દુઃખો દૂર કરવા માટેજ ઉત્તમ પુરુષોની સંપત્તિ છે.

(૯) રાજાની (राजन्) આજ્ઞા નોકરો (अनुजीविन्) માથે (मूर्धन्) ચઢાવે છે.

(૧૦) મનસ્વીઓને ધનવાનોની શી ગણત્રી ?

(૧૧) વિદ્વાનોની સભામાં મૂર્ખે મૂંગા રહેવું જોઈએ.

(૧૨) જ્યારે કપટ બહાર આવે છે, ત્યારે માણસની મોટાઈ (महिमन्) ઓસરી જાય છે.

## શબ્દકોશ

**अश्मन्** (ન.)=પથ્થર ग्रावन्
**आत्मन्*** (ન.)=પોતે
**दामन्** (ના.)=દોરડું
**प्रेमन्** (ન., ના.)=પ્રેમ
**महिमन्** (ન.)=મહિમા
**मूर्धन्** (ન.)=માથું
**लघिमन्** (ન.)=લઘુતા, અલ્પતા
**विद्वस्**=વિદ્વાન
**वेश्मन्** (ના.)=ઘર
**राजन्** (ન.)=રાજા
**श्वन्** (ન.)=કુતરો

---

**आ+दा**=લેવું
**परि+भू**=અપમાન કરવું
**प्र+च्यु** (૧ આ)=દૂર થવું
**प्र+भू**=શક્તિમાન હોવું, શાસન કરવું
**प्लव्** (૧ આ)=તરવું
**सम्+आ+चर्**=આચરણ કરવું
**सं+हृ**=લઈ લેવું
**प्रश्नकर्मणिनियोज्**=સવાલ પુછાવવો

---

**नो** (અ.)=નહિ
**बहिः** (અ.)=બહાર (પાંચમી વિભક્તિ સાથે વપરાય છે.)
**सहसा** (અ.)=એકાએક
**अतीत्य** (કૃદંત)=વટાવીને
**अन्तेवासिन्** (ન.)=શિષ્ય
**अनुजीविन्** (ન.)=નોકર
**उद्धरणम्** (ના.)=ઉદ્ધાર
**कान्त** (વિ)=મનોહર
**किंवदन्ती** (નારી)=અફવા
**क्रियावत्**=કાર્ય કરનારો
**ख्यात** (કૃ.)=જાણીતો
**चारः** (ન.)=જાસુસ
**नक्रः** (ન.)=મગર
**निर्मित** (કૃ.)=બનાવેલું

* ત્રણે પુરુષમાં સ્વવાચક સર્વનામ તરીકે आत्मन् વપરાય છે. નામની જાતિ કે વચન ગમે તે હોય, છતાં आत्मन् હંમેશાં નરજાતિ એકવચનમાં વપરાય છે.

**नैसर्गिकी** ( वि. )=કુદરતી
**पथिन्** ( न. )=રસ્તો
**पुंस्** ( न. )=માણસ
**प्रतिकूल** ( वि )=માફક ન આવે એવું.
**बलात्** ( અ. )=બળાત્કારે
**बिल्वम्** ( ના. )=બીલીનું ફળ
**रामनामाङ्कित** ( वि. )=રામ નામ કોતરેલો
**रिक्तपाणि** ( वि. )=જેનો હાથ ખાલી છે એવો
**विपन्न** ( કૃ. )=દુઃખી, હતભાગી
**सोदरस्नेहः** (न.)=ભાઈનો (सोदरम्) પ્રેમ
**स्वामिन्** ( न. )=શેઠ
**हर्म्यम्** ( ના. )=હવેલી

---

દેડકો=**भेकः**
રહેતો=**अध्यूषिवस्** ( સ્થાનવાચક શબ્દ બીજીમાં લે છે. )
કલ્પનામાં પણ ન આવવું=**मनसोऽपि अभूमिः भू**
પીગળાવવું=**द्रावय्**
બતાવવું=**प्रकाशय्, प्रदर्शय्**
દૂર કરવું=**अप+हृ**
માથે ચઢાવવું=**मूर्धन्** ( ત્રીજીમાં ) **वह्**
ઓસરી જવું=**वि+स्रंस्** ( ૧ લો આ )
બહાર આવવું=**प्रकाशताम् गम्**

---

**મનોયત્ન ૧૨ :** નીચેનાં રૂપો ઓળખો:—

ध्यायतः, प्रच्युतः, त्यक्तवान्, परिभूयते, अनिच्छन्तम्, पश्येत, आपदाम्, अनागसि, आपन्नैः, अपराद्धा, कामये, अतिक्रम्य, आनीतवान्, वेत्ता, सदाचारवन्तः, उच्यते.

સંધિ કરો:—

तस्मै+अकथयत्; दंतयोः+च; चरत्+नित्यम्; अतिवाहनात्+च; अब्रुवन्त+इति, यस्मिन्+एव, का+एव; क्षेत्रे+उत्सृजामि.

નીચેના સમાસોનો વિગ્રહ કરો અને તેમના પ્રકાર કહો:—

मृगमांसभक्षिणः, बुद्धिजीविनः, गुणराशिनाशी, मानुषतासुलभः

———:o:———

# પરિશિષ્ટ ૨

## કેટલાંક અનિયમિત વ્યંજનાન્ત નામો

### पथिन्

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા | पन्थाः | पन्थानौ | पन्थानः |
| દ્વિતીયા | पन्थानम् | पन्थानौ | पथः |
| તૃતીયા | पथा | पथिभ्याम् | पथिभिः |
| ચતુર્થી | पथे | पथिभ्याम् | पथिभ्यः |
| પંચમી | पथः | पथिभ्याम् | पथिभ्यः |
| ષષ્ઠી | पथः | पथोः | पथाम् |
| સપ્તમી | पथि | पथोः | पथिषु |
| સંબોધન | पन्थाः | पन्थानौ | पन्थानः |

### पुंस् ( નર )

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા | पुमान् | पुमांसौ | पुमांसः |
| દ્વિતીયા | पुमांसम् | पुमांसौ | पुंसः |
| તૃતીયા | पुंसा | पुम्भ्याम् | पुंभिः |
| ચતુર્થી | पुंसे | पुम्भ्याम् | पुम्भ्यः |
| પંચમી | पुंसः | पुम्भ्याम् | पुम्भ्यः |
| ષષ્ઠી | पुंसः | पुंसोः | पुंसाम् |
| સપ્તમી | पुंसि | पुंसोः | पुंसु |
| સંબોધન | पुमन् | पुमांसौ | पुमांसः |

### आशिस् ( નારી )

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા | आशीः | आशिषौ | आशिषः |
| દ્વિતીયા | आशिषम् | आशिषौ | आशिषः |
| તૃતીયા | आशिषा | आशीर्भ्याम् | आशीर्भिः |
| ચતુર્થી | आशिषे | आशीर्भ्याम् | आशीर्भ्यः |
| પંચમી | आशिषः | आशीर्भ्याम् | आशीर्भ्यः |
| ષષ્ઠી | आशिषः | आशिषोः | आशिषाम् |
| સપ્તમી | आशिषि | आशिषोः | आशीःषु |
| સંબોધન | आशिः | आशिषौ | आशिषः |

વ્યંજનથી શરૂ થતા પ્રત્યયો પહેલાં ઉપાંત્ય इ દીર્ઘ થાય છે. गिर्, धुर्, અને पुर् ને પણ એ નિયમ લાગુ પડે છે.

### श्वन् ( નર )

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા | श्वा | श्वानौ | श्वानः |
| દ્વિતીયા | श्वानम् | श्वानौ | शुनः |
| તૃતીયા | शुना | श्वभ्याम् | श्वभिः |
| ચતુર્થી | शुने | श्वभ्याम् | श्वभ्यः |
| પંચમી | शुनः | श्वभ्याम् | श्वभ्यः |
| ષષ્ઠી | शुनः | शुनोः | शुनाम् |
| સપ્તમી | शुनि | शुनोः | श्वसु |
| સંબોધન | श्वन् | श्वानौ | श्वानः |

श्वन् નાં રૂપ राजन् પ્રમાણેજ થાય છે, પણ બીજી બહુવચનથી શરૂ થતા સ્વર પ્રત્યયો આગળ श्वन् માંના व् નો उ કરવામાં આવે છે. युवन् તથા मघवन् નાં રૂપો श्वन् પ્રમાણે થાય છે.

## पूषन् ( नर )

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા | पूषा | पूषणौ | पूषणः |
| દ્વિતીયા | पूषणम् | पूषणौ | पूष्णः |
| તૃતીયા | पूष्णा | पूषभ्याम् | पूषभिः |
| ચતુર્થી | पूष्णे | पूषभ्याम् | पूषभ्यः |
| પંચમી | पूष्णः | पूषभ्याम् | पूषभ्यः |
| ષષ્ઠી | पूष्णः | पूष्णोः | पूष्णाम् |
| સપ્તમી | पूष्णि–पूषणि | पूष्णोः | पूषसु |
| સંબોધન | पूषन् | पूषणौ | पूषणः |

वृत्रहन् અને अर्यमन् નાં રૂપો पूषन् પ્રમાણે થાય છે.

## अहन् ( નાન્યતર )

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા–દ્વિતીયા | अहः | अह्नी, अहनी | अहानि |
| તૃતીયા | अह्ना | अहोभ्याम् | अहोभिः |
| ચતુર્થી | अह्ने | अहोभ्याम् | अहोभ्यः |
| પંચમી | अह्नः | अहोभ्याम् | अहोभ्यः |
| ષષ્ઠી | अह्नः | अह्नोः | अह्नाम् |
| સપ્તમી | अह्नि–अहनि | अह्नोः | अहःसु |

વ્યંજન પ્રત્યયો આગળ અંત્ય न् નો र् થાય છે.

———:0:———

## પાઠ ૬ ઠ્ઠો

### વ્યંજનાન્ત નામો : નાન્યતરજાતિનાં નામો

નાન્યતરજાતિના પ્રત્યયો નીચે પ્રમાણે છેઃ—

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા<br>દ્વિતીયા<br>સંબોધન | — | ई | इ |

તૃતીયાથી સાતમી સુધીના પ્રત્યયો નરજાતિ અને નાન્યતરજાતિમાં સરખા છે.

બહુવચનનો इ પ્રત્યય લગાડતાં પહેલાં અંત્ય વ્યંજનની આગળ, જો તે અનુનાસિક કે અર્ધસ્વર ન હોય તો, न् ઉમેરવામાં આવે છે.

| | | | |
|---|---|---|---|
| जगत् | जगत् | जगती | जगन्ति |
| धीमत् | धीमत् | धीमती | धीमन्ति |

વર્તમાનકૃદંતમાં પહેલા, ચોથા કે દશમા ગણના ધાતુઓમાં દ્વિવચનના ई પ્રત્યય આગળ પણ न् ઉમેરવામાં આવે છે. આ ફેરફાર છઠ્ઠા ગણના ધાતુમાં વિકલ્પે થાય છે.

| | | | |
|---|---|---|---|
| गच्छत् | गच्छत् | गच्छन्ती | गच्छन्ति |
| नश्यत् | नश्यत् | नश्यन्ती | नश्यन्ति |
| चोरयत् | चोरयत् | चोरयन्ती | चोरयन्ति |
| विशत् | विशत् | विशती-विशन्ती | विशन्ति |

स् પ્રત્યયાન્ત શબ્દોમાં બહુવચનમાં न् ઉમેરતી વખતે ઉપાંત્ય સ્વર દીર્ઘ કરવામાં આવે છે. महत् ને પણ આ નિયમ લાગુ પડે છે.

| | | | |
|---|---|---|---|
| महत् | महत् | महती | महान्ति |
| मनस् | मनः | मनसी | मनांसि |
| ज्योतिस् | ज्योतिः | ज्योतिषी | ज्योतींषि |

પણ विद्वस् ના રૂપો विद्वत् विदुषी विद्वांसि થાય છે.

ન્ પ્રત્યયાન્ત શબ્દોનાં રૂપો નીચે પ્રમાણે થાય છે:—

| | | | |
|---|---|---|---|
| भाविन् | भावि | भाविनी | भावीनि |
| नामन् | नाम | नामनी-नाम्नी | नामानि |
| कर्मन् | कर्म | कर्मणी | कर्माणि |

અન્ પ્રત્યયાન્ત, વસ્ પ્રત્યયાન્ત અને વર્તમાનકૃદંતનું નારીજાતિનું અંગ અને નાન્યતરજાતિ દ્વિવચનનું રૂપ એકજ છે.

---

तेजसां हि न वयः समीक्ष्यते ।
शुचि मनो यद्यस्ति तीर्थेन किम् ।
यद् भावि तद् भवति ।
घनोदयः प्राक् तदनन्तरं पयः ।
प्रायेण पथ्यं न वचः प्रियं यत् ।
हितं मनोहारि च दुर्लभं वचः ।
वित्तेशानां न खलु वयो यौवनादन्यदस्ति ।
जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
पूर्वजन्मकृतं कर्म तद्दैवमिति कथ्यते ।
पिबन्ति नद्यः स्वयमेव नाम्भः, खादन्ति सस्यं न च वारिवाहाः ।
सर्वः कल्ये वयसि यतते लब्धुमर्थान्कुटुम्बी ।
अनुत्सृज्य सतां वर्त्म यत्स्वल्पमपि तद्बहु ।
मनस्यन्यद्वचस्यन्यत्कार्यमन्यद्दुरात्मनाम् ।
स्वधर्मे निधनं श्रेयः, परधर्मो भयावहः ।
बोधितोऽपि बहुसूक्तिविस्तरैः किं खलो जगति सज्जनो भवेत् ।
चर्माणि द्वीपिनं निषूदयते दंतयोश्च कुञ्जरम् ।
आकरे पद्मरागाणां जन्म काचमणेः कुतः ।
गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः ।
न तेजस्तेजस्वी प्रसृतमपरेषां विषहते ।
निरर्थकं जन्म गतं नलिन्या यया न दृष्टं तुहिनांशुबिम्बम् ।
शरीरं क्षणविध्वंसि, कल्पान्तस्थायिनो गुणाः ।

| સર્વનામ | સંબંધવાચક વિશેષણ | | જથ્થાવાચક વિશેષણ | સમાનતાવાચક વિશેષણ |
|---|---|---|---|---|
| अस्मद् | अस्मदीय અમારું<br>मदीय મારું | अस्माकीन<br>मामक–मामकीन | | अस्मादृश–श्<br>मादृश–श् |
| युष्मद् | युष्मदीय તમારું<br>त्वदीय તારું | तावक–तावकीन | | युष्मादृश–श्<br>त्वादृश–श् |
| तद् | तदीय તેનું | | तावत् તેટલું | तादृश–श्<br>તેના જેવો |
| यद् | यदीय જેનું | | यावत् જેટલું | यादृश–श्<br>જેવો |
| किम् | | | कियत् કેટલું | कीदृश–श्<br>કેવો, કોના જેવો |
| एतद् | एतदीय આનું | | एतावत् આટલું | एतादृश–श्<br>આનાજેવો,આવો |
| इदम् | | | इयत् એટલું | ईदृश–श्<br>આના જેવો |

૧. मदीय, तदीय વગેરે વિશેષણો વિશેષ્ય સાથે જાતિ, વચન અને વિભક્તિનો સંબંધ જાળવે છે. વિદુલા નામે રાણી હતી. **તેનો** પુત્ર ગાદીએ બેઠો. विदुला नाम राज्ञी आसीत् । **तदीयः** पुत्रो राज्यमारोहत् ।

૨. तावत् વગેરેનાં રૂપો धनवत् પ્રમાણે થાય છે. એનું નારીજાતિનું અંગ ई ઉમેરવાથી થાય છે.

૩. यादृश्–श વગેરેનાં નારીજાતિનાં અંગો અનુક્રમે यादृश् અને यादृशी થાય છે. यादृश्નાં રૂપ दिश्ની માફક, यादृशનાં रामની માફક અને यादृशीનાં वापी પ્રમાણે થાય છે.

# પાઠ ૧૪ મો

## સતિ સપ્તમી અને અનાદરાર્થે ષષ્ઠી

જ્યારે હું જીવતો છું ત્યારે લંકાનો પરાજય કોણ કરી શકે ?
જ્યારે સૂર્ય તપતો હોય, ત્યારે અંધારું ક્યાંથી હોઈ શકે ?
જ્યારે તું રાજા છે ત્યારે પ્રજાનું અશુભ ક્યાંથી સંભવે ?

ઉપરનાં વાક્યો જોતાં માલમ પડશે કે મુખ્ય વાક્યમાં જે બનાવ કહ્યો છે તે બનાવ બનવાનો કાળ ગૌણવાક્યથી સૂચિત થાય છે. આવાં વાક્યોનો સંસ્કૃતમાં તરજૂમો કરતી વખતે ગૌણવાક્ય માટે સતિસપ્તમી વપરાય છે. પણ

જ્યારે રામ રાજ્ય કરતા હતા ત્યારે તે પ્રજાસુખની કાળજી રાખતા.
જ્યારે હનુમાન અશોકવાડીમાં ગયા, ત્યારે સીતાએ તેને પૂછયું.
જ્યારે દુષ્યન્ત વનમાં ગયો ત્યારે તેણે શકુન્તલાને જોઇ.

આ વાક્યોમાં સતિ સપ્તમીનો પ્રયોગ થતો નથી. એનું કારણ ગૌણ-વાક્યમાં જે શબ્દ કર્તા છે તેજ મુખ્ય વાક્યમાં કર્તા અગર કર્મ તરીકે વપરાયો છે. માટે જ્યારે (૧) ગૌણવાક્ય મુખ્ય વાક્યમાં દર્શાવેલી ક્રિયાનો કાળ સૂચવતું હોય અને (૨) ગૌણવાક્યનો કર્તા કે કર્મ મુખ્ય વાક્યમાં છઠ્ઠી સિવાય બીજી કોઈ પણ વિભક્તિમાં વાપરવામાં ન આવ્યો હોય ત્યારે સંસ્કૃતમાં સતિ સપ્તમીનો પ્રયોગ થાય છે.

વાક્યના કર્તાને સાતમી વિભક્તિમાં મૂકવામાં આવે છે, અને ક્રિયાપદનું કૃદંત બનાવી તેને પણ કર્તાને અનુસરી સાતમી વિભક્તિમાં વાપરવામાં આવે છે. સાધારણ રીતે આવાં વાક્યોમાં વર્તમાનકૃદંતજ વપરાય છે, પણ એ સંબંધમાં નીચેનો નિયમ છે. જ્યારે ગૌણવાક્યમાં દર્શાવેલી ક્રિયા અને મુખ્ય વાક્યમાં દર્શાવેલી ક્રિયા એકજ કાળે થતી હોય ત્યારે વર્તમાન-કૃદંત વપરાય છે; પણ જો ગૌણવાક્યમાં દર્શાવેલી ક્રિયા મુખ્ય વાક્યમાં દર્શાવેલી ક્રિયાની પહેલાં થઈ ગઈ હોય તો ભૂતકર્મણિ કૃદંત વપરાય છે.

**दशरथे** निधनं **गते** भरतो राज्यमारोहत् ।
**सेनापतौ उपरते** सैनिका विषण्णा अभवन् ।
પરંતુ **सूर्ये तपति** तमिस्रा कुत आविर्भवति ।
**मयि जीवति** कस्तव पराभवमभिवाञ्छेत् ।

સપ્તમીને બદલે કેટલીક વાર ષષ્ઠીનો પણ પ્રયોગ કરવામાં આવે છે, પણ સાધારણ રીતે ષષ્ઠીનો પ્રયોગ ખાસ અર્થમાં કરવામાં આવે છે. જેમકે હું જોતો હોવાં છતાં બીલાડીએ ઉંદર માર્યો. વડીલ જોતાં છતાં છોકરાએ બીડી પીધી.

**पश्यतोऽपि मे** मार्जारेणाखुर्हतः ।
**पश्यतोऽपि गुरोः** बालेन धूम्रपानं कृतम् ।

જ્યારે અવગણના કે તિરસ્કારનો ગર્ભિત અર્થ સૂચિત કરવો હોય (જે અંગ્રેજીમાં In spite of, Notwithstanding, વગેરેથી દર્શાવાય છે), ત્યારે સંસ્કૃતમાં ષષ્ઠીનો પ્રયોગ કરવામાં આવે છે. માટે આ પ્રયોગને અનાદરાર્થે ષષ્ઠી કહેવામાં આવે છે.

---

**दीपे प्रज्वलिते तमो विनश्यति ।**
**नाथे त्वयि कुतः प्रजानामशुभं स्यात् ।**
**अपथ्ये सेविते पुरुषस्य मरणं व्याधिर्वा भवति ।**
**द्रोणे रणधुरां वहति भयस्य कोऽत्रकाशः ।**
**सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पण्डितः ।**
**न कूपखननं युक्तं प्रदिप्ते वह्निना गृहे ।**
**पत्तने विद्यमानेऽपि ग्रामे रत्नपरीक्षा ।**
**सन्निमिते वरं त्यागो विनाशे नियते सति ।**
**चक्षुर्विषयातिक्रान्तेषु पक्षिषु व्याधो निवृत्तः ।**
**न गणस्याग्रतो गच्छेत् सिद्धे कार्ये समं फलम् ।**
**तमस्तपति घर्मांशौ कथमाविर्भविष्यति ।**
**यस्मिञ्जीवति जीवन्ति बहवः सोऽत्र जीवति ।**

विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः ।
एवं स्थिते यदत्रावसरप्राप्तं तत्र प्रभवत्यायुष्मान् ।
तथानुष्ठिते सर्पोऽवसन्नः ।
प्रभातायामेव रजन्यां स नगरगमनाय प्रस्थितः ।
अनवसितवचन एव* तस्मिन् महानुद्घोषः पृष्ठभागे उच्छलितः ।
पश्यतो राक्षसस्य चाणक्येन नन्दाः पशव इव हताः ।
भो कर्ण, युष्माकं प्रेक्षमाणानामेनं कुमारवृषसेनमर्जुनः स्मर्तव्यशेषं नयति ।

---

छेदेऽपि चन्दनतरुः सुरभयति मुखं कुठारस्य ।
उष्णो दहति अङ्गारः शीतः कृष्णायते करम् ।
प्रासादशिखरस्थोऽपि काकः किं गरुडायते ।
दुःखीयति सुखहेतोः को मूढः सेवकादन्यः ।
जीर्यतस्तृष्णैका तरुणायते ।
धवलयति समग्रं चन्द्रमा जीवलोकम् ।
गुणायन्ते दोषाः सुजनवदने, दुर्जनमुखे गुणा दोषायन्ते ।
निरस्तपादपे देशे एरण्डोऽपि द्रुमायते ।

---

સંસ્કૃતમાં કેટલીક વાર વિશેષણ કે નામ પરથી ક્રિયાપદો બનાવવામાં આવે છે. આવાં ક્રિયાપદોને સાધિતક્રિયાપદ (Denominative Verbs) કહેવામાં આવે છે. શબ્દનો જે અર્થ સૂચિત થતો હોય તેવું વર્તન કરવું, તેના જેવા હોવું, તેની ઇચ્છા કરવી વગેરે અર્થોમાં આવાં સાધિતક્રિયાપદો બનાવવામાં આવે છે. સાધારણ રીતે આવાં ક્રિયાપદો વર્તમાનકાળમાંજ વપરાયલાં જોવામાં આવે છે.

ઉપરના દાખલાઓ જોતાં માલૂમ પડશે કે કેટલીક વાર શબ્દને य જોડી પરસ્મૈપદ પ્રત્યયો લગાડી ક્રિયાપદ બનાવવામાં આવે છેઃ धवलयति, सुरभयति. કેટલીક વાર य પહેલાં અંત્ય अ નો आ કરી આત્મનેપદના

પ્રત્યયો લગાડવામાં આવે છેઃ कृष्णायते, तरुणायते, गरुडायते, વગેરે. કેટલીક વાર य પહેલાં અંત્ય अ નો ई કરી પરસ્મૈપદ પ્રત્યયો લગાડવામાં આવે છેઃ दुःखीयति, पुत्रीयति વગેરે.

---

સતિસપ્તમીના પ્રયોગ સાથે एव કે मात्र જોડવામાં આવે તો જેવો—તેવો ( No sooner–than, As soon as ) નો અર્થ દર્શાવી શકાય છે.

पाठशालां प्रविष्टे एव — प्रविष्टमात्रे एव — गुरौ शिष्या शान्ता अभवन् ।

---

સંસ્કૃતમાં ભાષાંતર કરોઃ—

( ૧ ) જ્યારે ચાંદની પ્રકાશતી હોય ત્યારે દીવાનો શો ઉપયોગ ?

( ૨ ) જ્યારે માબાપો જીવતાં હોય ત્યારે છોકરાઓ પોતાનો વખત આનંદથી ગાળે છે.

( ૩ ) આમ હોવાથી અમે તમારે શરણે આવ્યા છીએ.

( ૪ ) રાત્રિ પૂરી થતાં પક્ષીઓ માળા છોડી ઇચ્છિત દિશામાં ઊડી જાય છે.

( ૫ ) ઇશ્વર જુવે છે છતાં માણસો પાપનું આચરણ કરતાં શરમાતા નથી.

( ૬ ) દુઃખ આવી પડે છે ત્યારે સગાવહાલાં પણ માણસને છોડી જાય છે.

( ૭ ) દેવોએ બોલવાનું પૂરું કર્યું કે તરતજ બ્રહ્માએ તેમને શંકરને ખુશ કરવા ફરમાવ્યું.

( ૮ ) ભય દૂર હોય ત્યારે બાયલો માણસ પોતાની બહાદુરી વખાણતાં થાકતો નથી.

( ૯ ) તેના મનમાં અનેક વિચારો હોવાથી તેને રાત્રે નિરાંતે ઊંઘ આવી નહિ.

(૧૦) અમારા જોતાં આ બાળકને મારવા કોણ ઇચ્છા કરે છે ?

(૧૧) જો મરણ નક્કીજ છે તો પછી મરણથી શા માટે બ્હીવો છો ?

(૧૨) સ્વામીની હાજરીમાં કુતરો પણ સિંહ બને છે ( सिंह )*

---

* કૌંસમાં આપેલા શબ્દો પરથી સાધિત ક્રિયાપદ બનાવો.

(૧૩) ઘણા સર્પોથી ઘેરાયલું ચન્દનનું ઝાડ ઝેરી થતું નથી ( विष ).

(૧૪) શરૂ કરેલા કાર્યમાં સજ્જનો ઢીલા પડતા નથી ( मन्द ).

(૧૫) ગધેડાને જોઇને ગધેડો અવાજ કરે છે ( शब्द ).

## શબ્દકોશ

**अति+क्रम्**=વટાવી જવું, ઓળંગી જવું

**अनु+स्था**=બજાવવું, કાર્ય કરવું

**अव+सो** [ स्य ] ( ૪ થો પ )=પૂરું કરવું, અંત આણવો

**अव+सद्** [ सीद् ] ( ૧ લો પ )= નાશ પામવું, આશાભંગ થવું, ખૂંચઈ જવું

**आविस्+भू**=દેખાવું, પ્રત્યક્ષ થવું

**उच्छलित** ( કૃ. )=ઉત્પન્ન થયો

**प्र+ज्वल्** ( ૧ લો પ )=બળવું

**वि+कृ** ( કર્મણિ )=વિકાર પામવું

**सम्+उद्+पद्** ( ૪ થો આ )=ઉત્પન્ન થવું

**स्मर्तव्यशेषं नी**=મારી નાંખવું

---

**अपथ्य** ( વિ. )=ગેરફાયદો કરનારું

**अवसरप्राप्त** ( વિ. )=કાળને યોગ્ય

**कुठारः** ( ન. )=કુહાડી

**उद्घोषः** ( ન. )=ઘુમરાણ

**खननम्** ( ન. )=ખોદાણ

**गणः** ( ન. )=ટોળું

**घर्मांशुः** ( ન. )=સૂર્ય ( घर्म=ગરમ )

**नन्दः** ( ન. )=નન્દ નામે રાજા

**नियत** ( વિ. )=નક્કી, ખચિત

**पत्तनम्** ( ના. )=શહેર

**पृष्ठभागः** ( ન. )=પાછલો ભાગ

**रणधुरा** ( નારી )=યુદ્ધની ઝૂંસરી

---

ચાંદની=**चन्द्रिका, ज्योत्स्ना**

પ્રકાશવું=**वि+राज्** ( ૧ લો आ )

દીવો=**दीपः**

માબાપ=**पितृ** (દ્વિવ.), **मातापितरौ**

આનંદથી=**लीलया, सलीलम्**

શરણે આવવું=**शरणम् गम्**

માળો=**नीडः-डम्**

ઇચ્છિત દિશા=**इष्टदिग्भागः**

સગુંવહાલું=**बान्धवः**

ફરમાવવું=**आ+दिश्**

ઘેરાયલું=**आविष्ट**

નિરાંતે=**प्रकामम्, गाढं, निर्भरम्**

ઊંઘ આવવી=**निद्रया अभिभू** ( કર્મણિ )-**आक्रम्** ( કર્મણિ )

---

**મનોયત્ન ૩૭:** નીચેનાં વાક્યોમાં સતિ સપ્તમીનો પ્રયોગ ખરો છે કે ખોટો તે સકારણ જણાવોઃ—

( i ) आगतेषु बालेषु तेभ्यो मोदकान्दातुमारभे ।

( ii ) द्रोणे हते तस्य पुत्रोऽश्वत्थामा रणधुरामवहत् ।

( iii ) रामेण लङ्कायां विजितायाम् तेन बिभीषणो राज्यपदेऽभिषिक्तः ।

( iv ) शत्रौ पराजिते सैनिकाः परां मुदामापन्नाः ।

( v ) विद्यमानेषु देवेषु दमयन्ती नलस्य कण्ठे वरमालामारोपयत् ।

( vi ) पथिक उत्थिते सत्यात्मनो गर्दभमपहृतमपश्यत् ।

( vii ) एवं विचारयति तस्मिन्नहम् न्यवेदयम् ।

( viii ) मृते राज्ञि तस्य महिषी प्रमुक्तकण्ठं व्यलपत् ।

**મનોયત્ન ૩૮:** નીચેનાં વાક્યોમાં અનાદરાર્થે ષષ્ઠીનો પ્રયોગ કરોઃ-

( i ) ——— ———— काकेन मूषकोऽपहृतः ।

( ii ) ——— ———— मया द्रौपदी केशेषु गृहीता ।

( iii ) ——— ———— राजा तस्य वधमादिशत् ।

નીચેનાં વાક્યોમાં સતિ સપ્તમીનો પ્રયોગ કરોઃ—

( i ) ——— ———— मित्राणि जनानि त्यजन्ति ।

( ii ) ——— ———— भरतो राज्येऽभिषिक्तः ।

( iii ) ——— ———— कथं तमिस्रा लोकस्य दृष्टेरावरणाय कल्पेत ।

( iv ) ——— ———— कुतः बालानामशुभं स्यात् ।

**મનોયત્ન ૩૯:** નીચેનાં રૂપો ઓળખોઃ—

विद्यमाने, घर्मांशौ, जीवति, अनवसित, प्रेक्षमाणानाम्, अवसन्नः, विक्रियन्ते.

——:o:——

# પરિશિષ્ટ ૩

## નારીજાતિનું અંગ

### ( अ ) સ્વરાંત વિશેષણો અને કૃદંતો

પ્રથમ પુસ્તકમાં ૧૭૨ માં પાનાપરના પરિશિષ્ટમાં જણાવ્યા પ્રમાણે અકારાંત વિશેષણેનું નારીજાતિનું અંગ આકારાંત કે ઈકારાંત થાય છે. ભૂત કર્મણિકૃદંત, વિધ્યર્થ કર્મણિ કૃદંત, વર્તમાન કૃદંત, વિશેષણનું અધિકતાવાચક કે શ્રેષ્ઠતાવાચક અંગ, इत કે य તદ્ધિતપ્રત્યયોથી બનાવવામાં આવેલાં વિશેષણો ( कण्टकित, पुष्पित, व्याधित, ग्राम्य, धर्म्य, न्याय्य વગેરે ), અને સંબંધ વાચક વિશેષણો ( मदीय, तदीय, વગેરે )—આનું નારીજાતિનું અંગ આકારાંત થાય છે. अ, मय કે तन તદ્ધિત પ્રત્યયોથી બનાવવામાં આવેલાં વિશેષણો ( चाक्षुष, मृण्मय, हिरण्यमय, अद्यतन, पुरातन વગેરે ), જથ્થાવાચક વિશેષણો ( इयत्, कियत्, વગેરે ), સમાનતાવાચક વિશેષણો ( कीदृश, तादृश, વગેરે ), उभय અને ( વિકલ્પે ) कतिपय—આ સઘળાનું નારીજાતિનું અંગ ઈકારાંત થાય છે. †

અકારાંત વિશેષણોનાં સાધારણ રીતે રૂપો નરજાતિમાં राम પ્રમાણે અને નાન્યતરજાતિમાં जल પ્રમાણે થાય છે. પણ કેટલાંક સાર્વનામિક વિશેષણોમાં થતો ફેરફાર અહીં આપ્યો છે.

| વિશેષણ | નરજાતિ | નારીજાતિ | નાન્યતરજાતિ |
|---|---|---|---|
| अन्य, अन्यतर, इतर एकतम, कतर, कतम | किम् ( નર ) પ્રમાણે | किम् (નારી) પ્રમાણે | किम् (નાન્યતર) प्र. } એ. વ. द्वि. } अन्यत्–द् |
| एकतर, विश्व, सम, सर्व | किम् ( નર ) પ્રમાણે | किम् (નારી) પ્રમાણે | किम् (નાન્યતર) પ્ર.એ.વ. एकतरम् |
| अपर, अवर, उत्तर, दक्षिण, पर, पूर्व, स्व | પં. એ. વ. अपरात्–अपरस्मात्. સ.એ.વ. अपरे–अपरस्मिन् | किम् (નારી) પ્રમાણે | किम् (નાન્યતર) પ્ર.એ.વ. एकतरम् |

† गौर कल्याण, तरुण, वराक, નું અંગ ઈકારાંત છે, અને चण्ड, विशाल, सुखकर, सुन्दरनुं વિકલ્પે ઈકારાંત છે.

अपर, अर्ध, अल्प, अवर, उत्तर, कतिपय, दक्षिण, चरम, पर, पूर्व અને स्व ના પ્ર. બ. વ. નાં રૂપો राम પ્રમાણે તથા किम् પ્રમાણે થાય છે.

## ( ब ) વ્યંજનાન્ત વિશેષણો અને કૃદંતો

વ્યંજનાન્ત વિશેષણોનાં રૂપો નીચેના કોઠામાં બતાવ્યા પ્રમાણે કરવામાં આવે છે.

| વિશેષણ | નરજાતિ | નારીજાતિ | નાન્યતરજાતિ |
|---|---|---|---|
| सत् | शरद् ( २ )* | शरद् | जगत् ( ३५ ) |
| यादृश् | दिश् | दिश् | यादृक्-ग्—यादृशी यादृंशि |
| सुखभाज् | वाच् | वाच् | ,, |
| भगवत्—श्रीमत्—कियत्—गतवत् | धनवत् ( ७ ) | भगवती | धीमत् ( ३५ ) |
| गच्छत् ( १–४–१० ગણ ) | यच्छत् ( १० ) | यच्छन्ती ( ११ ) | गच्छत् ( ३५ ) |
| विशत् ( ६ ગણ ) | यच्छत् ( १० ) | विशती–न्ती | विशत् ( ३५ ) |
| कुर्वत् ( २–३–५–७–८–९ ગણ ) | यच्छत् ( १० ) | कुर्वती | कुर्वत् |
| अनागस् | वेधस् ( १७ ) | वेधस् | मनस् ( ३५ ) |
| प्रेयस्–गरीयस् | प्रेयस् ( १७ ) | प्रेयसी | मनस् ( ३५ ) |
| गुणिन्, यशस्विन् | दण्डिन् ( १८ ) | गुणिनी | भाविन् ( ३६ ) |
| विद्वस् | विद्वान् ( २७ ) | विदुषी | विद्वस् ( ३५ ) |
| सुगृहीतनामन् | महिमन् ( २७ ) | सुगृहीतनाम्नी | नामन् ( ३६ ) |

* કૌંસમા આપેલો આંકડો આ પુસ્તકનાં પાનાનો નંબર છે.

## (क) અકારાંત નામો

| નરજાતિ | નારીજાતિ | એવાં બીજાં નામો |
|---|---|---|
| देवः | देवी | कुमारः कुम्भकारः, क्षत्रियः, गोपः गोपालः चौरः, दासः, दूतः, नरः, नर्तकः, पुत्रः, प्राज्ञः, ब्राह्मणः, भृङ्गः, मत्स्यः मातामहः, मृगः, यवनः, रजकः, वृषलः, वैश्यः, शूद्रः, सिंहः, हयः, हरिणः. |
| मानुषः | मानुषी | |
| नन्दनः | नन्दिनी | |
| राजन् | राज्ञी | |
| श्वन् | शुनी | मघवन् |
| युवन | युवतिः— | युवती, यूनी |
| बालः | वाला | अजः, अश्वः, आत्मजः, किंकरः, चटकः, तनयः, पोत, वत्सः, सेवकः |
| दारकः | दारिका | गोपालकः, मूषकः |
| पुत्रकः | पुत्रिका- | पुत्रका |
| भवः | भवानी | आचार्यः, इन्द्रः, उपाध्यायः, रुद्रः, वरुणः |
| मातुलः | मातुलानी–मातुली | |
| अग्निः | अग्नायी | |
| मनुः | मनुः—मनायी-मनावी | |

---

जामाता — स्नुषा

वरः — वधूः

पुमान् — स्त्री

मुनिः— मुनिः

शुकः — सारिका

बकः — बलाका

नृ–नरः— नारी

कपिः— कपिः–कपी

---

# પુનરાવર્તન

## પ્રશ્નપત્ર ૨ જો

૧. નીચેનાં વાક્યોનો ગૂજરાતી અનુવાદ કરો:—

( i ) मम मन आपदमाशङ्कते ।

( ii ) देशान्संचरतो बुद्धिस्तैलबिन्दुरिवाम्भसि विस्तृता भवति ।

( iii ) दीपे प्रज्वलिते विनश्यति तमः किं दीपमात्रं तमः ।

( iv ) गुणवत्तरपात्रेण छाद्यन्ते गुणिनां गुणाः ।

( v ) सूर्ये तपत्यावरणाय दृष्टेः कल्पेत लोकस्य कथं तमिस्रा ।

( vi ) गुणानुरागेन शिरोभिरुह्यते निराधिपैर्माल्यमिवास्य शासनम् ।

( vii ) युक्तं न वा युक्तमिदं विचिंत्य वदेद् विपश्चिन्महतोऽनुरोधात् ।

(viii) आयुः परिस्रवति भिन्नघटादिवाम्भो, लोकस्तथाप्यहितमाचरतीति चित्रम् ।

( ix ) मौने मौनी, गुणिनि गुणवान्पण्डिते पण्डितोऽसौ ।
धन्यः कोऽपि त्रिभुवनजयी योऽवधूतेऽवधूतः ॥

૨. નીચેના શબ્દો પરથી વિશેષણો બનાવો:—

मृद्, भवत्, पुरा, पुष्प, ग्राम, धी, न्याय, धन, आयुस्, भाग्य.

નીચેનાં વિશેષણોનાં અધિકતાવાચક અને શ્રેષ્ઠતાવાચક રૂપો આપો:-

राजन, प्रिय, नीचैः, ओजस्विन्, महत्, बुद्धिमत्, युवन्, विजयन्, विद्वस्, स्रु.

૩. નીચેના ધાતુઓનું વિધ્યર્થ કર્મણિકૃદંત બનાવો:—

क्षम्, कृत्, डी, सो, पुष्, भुज्, दृश्, कुप्, खन्, जॄ.

નીચેના શબ્દોના બીજી બ.વ., પાં. એ.વ., સા. એ.વ.નાં રૂપો આપો:

अस्मद्, इदम्, (ન. નારી) पूर्वोत्तरा, युष्मद्, अदस् (ન. નારી), यादृश्-श (નારી), तावत् (ન. નારી).

૪. નીચેનાં રૂપો ઓળખોઃ—

अमू, इमे, वः, आवयोः, अमुयोः, आभ्याम्, मे.

मम–मे, तद्–एतद्, इदम्–अदस्, इमानि–एनानि, ના ઉપયોગ સંબંધમાં દાખલા આપી ટુંક નોંધ લખોઃ—

૫. નીચેનાં ખાનાંઓ યોગ્ય શબ્દ વડે પૂરોઃ—

(i) महात्मनाम् चित्तानि ——— न क्षुभ्यन्ति ।

(ii) महात्मनाम् कार्याणि ——— संवदन्ति ।

(iii) महात्मनाम् विद्या ——— कल्पते चक्षुः च ——— ।

(iv) महात्मानः——— वचांसि प्रभाषन्ते, जनानाम्——— प्रभवन्ति च ।

૬. નીચેના વિષયોપૈકી ગમે તે એક પર સાત વાક્યો સંસ્કૃતમાં લખોઃ—

(i) कुम्भकारस्य जीवनचर्या ।

(ii) पाण्डवानां वने विवासनम् ।

(iii) अध्ययनात् पराजितस्य छात्रस्य परिदेवनम् ।

૭. નીચેનાં ખાનામાં કૌંસમાં આપેલા શબ્દો વાપરોઃ—

(i) कामः क्रोधः मदः लोभः मोहः असूया च मनुष्येण ——— ।
(जिनुं विध्यर्थ क. कृदंत)

(ii) यत् पाण्डवाः ——— विवाहवृत्तम् ——— निवेदयन्ति ——— मे आनन्दहेतुः । (आत्मन्, अहम्, तद्)

(iii) अपथ्ये सेविते पुरुषस्य मरणं वा व्याधिर्वा ——— । (निश्चित)

(iv) तपो दमो निःस्पृहता च यतिषु ——— । (प्र+शंस्નું વિધ્યર્થ ક. કૃદંત)

(v) यत्क्रौर्यमिति उच्यते ——— स्वभाव एव खलानाम् । (तद्)

(vi) आकाशे ——— तारकाणि नक्षत्राणि ग्रहाः च रात्रौ ——— ।
(बहु, ज्योतिर्दायिन्)

નીચેના શબ્દો પર નોંધ કરોઃ—

(i) प्राणेभ्योऽपि **प्रिया** सीतासीद् रामस्य महात्मनः ।

(ii) सा तपस्विनी तस्य कृपापात्रम् **जाता** ।

૮. નીચેનાં વાકયો સુધારી લખોઃ—

( i ) तव च मे च सख्यमस्ति ।

( ii ) अतस्त्वां दूरादेव नमः ।

( iii ) मूर्खजनैः सतां समाजो न प्रवेष्टव्यम् ।

( iv ) मे आगमनस्य प्रागेव स गतः ।

( v ) अस्य पुस्तकस्य तुभ्यं प्रयोजनं नास्ति ।

( vi ) इदानीं स कुत्र स्थितो भवितव्यम् ।

( vii ) पाण्डवेषु वने उषितेषु बहवो ब्राह्मणास्तानुपासर्पन् ।

( viii ) त्वं मे प्राणानामपि प्रियतमोऽतस्त्वामेतत्सर्वं कथयामि ।

નીચેના શબ્દોનો ઉપયોગ સમજાવવા તમારાં વાકયો બનાવોઃ—

प्र+भू, अभितः, तत्रभवत्, उद्+कण्ठ्, वि+रम.

૯. ગમે તે બેના જવાબ આપોઃ—

( i ) સંસ્કૃતમાં સરખામણી દર્શાવવા હમેશાં અધિકતાવાચક રૂપ વાપરવું પડે છે ખરૂં ?

( ii ) અનાદરાર્થે ષષ્ઠી કયા વિશિષ્ટ અર્થમાં સંસ્કૃતમાં વપરાય છે ?

( iii ) સતિ સપ્તમીનો પ્રયોગ સંસ્કૃતમાં કયારે થાય છે ?

( iv ) च નો ઉપયોગ દાખલા આપી સમજાવો.

૧૦. સંસ્કૃતમાં અનુવાદ કરોઃ—

પહેલાંના વખતમાં સુન્દ અને ઉપસુન્દ નામે બે ભાઇઓ હતા. તેઓ ત્રણે લોકમાં વિજય મેળવવા માટે મોટું તપ કરવા લાગ્યા. તેમના તપથી ખુશ થઈ બ્રહ્માએ તેમને ઇચ્છિત વરદાન આપ્યું. તેઓ આખી પૃથ્વીને પીડવા લાગ્યા. દેવો તેના ત્રાસથી દુઃખી થઈ બ્રહ્માપાસે ગયા. બ્રહ્માએ તેમની વાત સાંભળી એક સુંદર સ્ત્રીને તે રાક્ષસો પાસે જવા કહ્યું. તે સુંદર સ્ત્રીને જોઈ બંને રાક્ષસો મોહિત બન્યા. તેને પરણવા બંને માંહોમાંહે લડવા લાગ્યા. આમ તેઓ પોતેજ પોતાના મરણનું કારણ બન્યા.

———:o:———

## પાઠ ૧૫ મો
## अतिलोभो विनाशाय



आसीत्कल्याणकटके भैरवो नाम व्याधः। स चैकदा मृगमन्विष्यमाणो विन्ध्याटवीं गतः। तत्र तेन मृग एको व्यापादितः ततो मृगमादाय गच्छन् स घोराकृतिं शूकरं दृष्टवान्। स व्याधो मृगं भूमौ निधाय शूकरं शरेणाविध्यत्। शूकरोऽपि घनघोरगर्जनं कृत्वा व्याधं हतवान्। संच्छिन्नद्रुम इव स व्याधो भूमावपतत्। अथानन्तरं दीर्घरावो नाम जम्बुकः परिभ्रमन्नाहारार्थी तान्मृतान्मृगव्याधशूकरानपश्यत्। अचिन्तयच्च। अहो अद्य महद्भोज्यं मे समुपस्थितम्। अथ वा यथाचिन्तितानि दुःखानि तथा सुखान्यपि देहिनामागच्छन्ति। तद्भवतु। अधुना प्रथमबुभुक्षायां निःस्वादु कोदण्डलग्नं स्नायुबन्धनं खादामि इत्युक्त्वा तद्भक्षयितुमारभत। यावत्स भक्षयितुमारभते तावत् स्नायुबन्धनं छिन्नं धनुश्चोत्पतितम्। तेन हृदि निर्भिन्नः स दीर्घरावः पञ्चत्वं गतः। अत उच्यते

कर्तव्यः संचयो नित्यं कर्तव्यो नातिसंचयः।
पश्य संचयशीलोऽसौ धनुषा जम्बुको हतः॥

—*Adapted from* पञ्चतन्त्रम्

किमर्थम् व्याधो विन्ध्याटवीं गतः? मृगमादाय गच्छता तेन किं दृष्टम्? शूकरेण किं कृतम्? किमर्थम् दीर्घरावस्तत्रागतः? किं तेन दृष्टम्? किं तेन चिन्तितम्?

किं तेन प्रथमम् भक्षितम् ? कथं स दीर्घरावो मृतः ? कथं दीर्घराव आत्मनो मृत्योः कारणम् ? कश्चिदपरो दृष्टांतोऽस्मिन् विषये उच्यताम् । किं कथायास्तात्पर्यम् ?

**નિયમ ૧૧ મો :—अथ वा**—સંસ્કૃતમાં એક વિચારસરણી પરથી બીજી વિચારસરણી પર જવામાં આવે, અગર એક વિચાર દર્શાવ્યા પછી બીજો વિરુદ્ધ વિચાર દર્શાવવામાં આવે, ત્યારે એ વિચારો વચ્ચે ત્રુટી બતાવવા अथ वा શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે.

## શબ્દકોશ

**अनु+इष्** ( ૪ થો પ )=શોધવું
**अनन्तरम्** ( અ. )=પછી
**आ+दा**=લેવું
**कटकः**=પર્વતની તળેટી, સપાટ પ્રદેશ
**कर्तव्य** ( કૃ. )=કરવું જોઈએ
**कृत्वा** ( કૃ. )=કરીને
**कोदण्डः** (ન.)=ધનુષ્ય **धनुस्** (ના.)
**घनघोरगर्जनम्** ( ના. )=મેઘ જેવી ઘોર ગર્જના
**घोराकृतिः**=ભયંકર આકૃતિવાળો
**जम्बुकः** ( ન. )=શિયાળ
**द्रुमः** ( ન. )=ઝાડ
**नि+धा**=મૂકવું
**निःस्वादु** ( વિ. )=સ્વાદવગરનું
**निस्+भिद्**=વીંધવું
**पञ्चत्वं गम्**=મરણ પામવું
**बुभुक्षा** ( નારી )=ભૂખ
**भोज्यम्** ( ના. )=ખાવાનું
**व्यध्** [ विध् ] ( ૪ થો પ )=વીંધવું
**व्याधः** ( ન. )=શિકારી
**व्यापादित** ( કૃ. )=મરાયલો
**शूकरः** ( ન. )=ભૂંડ
**संच्छिन्न** ( કૃ. )=તોડી પાડેલું
**संचयशीलः**=એકઠું કરવાની વૃત્તિ-વાળો
**स्नायुः** ( ન. )=બાણની દોરી
**सम्+उप+स्था**=ઉપસ્થિત થવું
**हतवत्** ( કૃ. )=માર્યો

---

**મનોયત્ન ૪૦ :** ખાનાંઓ પૂરી નીચેનાં વાકયો લખો:—

( i ) ——— नाम व्याधेन मृग एको व्यापादितः ।
( ii ) व्याधस्य बाणेन ——— शूकरः ——— दृष्टः ।
( iii ) शूकरेण व्याधो ——— ।
( iv ) दीर्घरावस्तत्र ——— ——— आगतः ।

( v ) लोभात् सः मृगव्याधशूकरान् ——— स्नायुबन्धनम् — आरभत ।
( vi ) ——— ——— धनुरुदपतत् ।

**મનોયત્ન ૪૧ :** નીચેનાં કૃદંતો ઓળખો અને તેમનાં માગેલાં રૂપો તૈયાર કરો:—

| કૃદંત | વર્ત. કૃ. | ભૂ. કર્તરિ કૃ. | ભૂ. કર્મણિ કૃ. | સં. ભૂ. કૃ. |
|---|---|---|---|---|
| गत | | * | | |
| अन्विष्यमाण | | | * | * |
| व्यापादित | * | | | * |
| आदाय | * | | * | |
| दृष्टवान् | * | | | * |
| भक्षयितुम् | | * | | * |
| परिभ्रमन् | | | * | |
| छिन्न | * | | | * |
| हतवान् | | | * | |
| कृत्वा | | * | | |

**મનોયત્ન ૪૨ :** સંધિ છૂટી પાડી લખો:—

मृग एको व्यापादितः । शूकरोऽपि; भूमावपतत्; परिभ्रमन्नाहारार्थी; अचिन्तयच्च; महद्भोज्यम्; इत्युक्त्वा; अत्रैकेयमपि; तस्मा इयम्; राजद्वार उपस्थापितः.

## પાઠ ૧૬ મો

### कविकुलमणिः कालिदासः

संस्कृतसाहित्यमणिः कालिदासः क आसीत्, कुत्र वा तेनाध्युषितं, कदासौ जातस्तत्सर्वं न क्वापि निर्दिष्टम्। अस्मिन् विषये ते ते जनप्रवादाः प्रचलिताः। अत्रैकेयमपि किंवदन्ती।

आसीत् पुरा कोऽपि भूपालः। तस्य चासीत्पण्डिततमा कन्या। तस्या अनुरूपं वरमन्विष्यतस्तस्य मनोरथा विफलीभूता। भग्नाशोऽसौ प्रतिज्ञां कृतवान्। 'श्वः प्रभाते यः प्रथमं नयनगोचरतामागच्छेत् तस्मा इयं कन्या प्रदेया' इति। अथ तस्य मन्त्री चिन्तितवान्। 'राज्ञा सा कन्या मम तनयाय न प्रत्ता। अहमपि तावदेवं घटयेयं यथा मम वैरतृप्तिर्भवेदिति। एवं विचिन्त्य तेन कस्यचिद्वृक्षस्य शाखाग्रमारुह्य मूलमुच्छिन्दन् कोऽपि गोपालो राजद्वार उपस्थापितः। अथ श्वः प्रभाते यावद्राजा द्वाराण्युद्घाटयति तावत्प्रथममेवासौ दृष्टिपथमागतः। यथाप्रतिज्ञं तस्मै प्रत्ता कन्या। निशि कन्यया पत्युः मौढ्यातिशयोऽवगतः भृशं च स निर्भर्त्सितः। एवं प्रतिदिनं जायया परुषं निर्भर्त्सितोऽसौ प्रासादं त्यक्त्वा वनं गतः। तत्र च कालीमाराध्यालौकिकं कवित्वं संपाद्य गृहं प्रतिनिवृत्तः। रात्रौ शयनमन्दिरं गतोऽसौ तस्य कवित्वमन्तरेणोत्सुकया राजपुत्र्या पृष्टः

अनिलस्यागमो नास्ति द्विपदो नैव दृश्यते।
जलमध्ये स्थितं पद्मं कम्पितं केन हेतुना॥

सपद्येवोक्तवान् कविकुलमणिः कालिदासः

पावकोच्छिष्टवर्णस्य शर्वर्या बन्धनं कृतम्।
मोक्षो न लभ्यते कान्ते कम्पितं तेन हेतुना॥

पत्युः कवित्वेन मुग्धा सा तस्य पादयोः प्रणिपत्य क्षमामयाचत तस्मिंश्च बद्धदृढभावा जाता।

कथं कालिदासेन कवित्वं संपादितम् ? कांचित् अन्यां एतादृशीं किंवदन्तीं कथयत । एतादृशान् जनप्रवादानन्तरेण भवताम् किं मतम् ? एतादृशैर्जनप्रवादैः किं प्रयोजनम् ? कालिदासमुद्दिश्य भवद्भिः वाचिता अन्याः किंवदन्तीः कथयत । कुत्र कालिदासेन अध्युषितम् ? कदा कालिदासो जातः ? के ग्रन्थाः कालिदासेन रचिताः ? किमर्थम् सः कविकुलमणिः उच्यते ?

## શબ્દકોશ

**अधि+वस्** ( ૧ લો પ )=રહેવું
**आसीत**=હતો ( अस्=હોવું )
**उद्+घाटय्**=ઉઘાડવું
**उद्+छिद्**=કાપવું
**उप+स्थापय्**=ઉભા રાખવું
**घट्ट्**=યોજવું, ઘાટ ઘડવો
**नयनगोचरताम् गम्**=નજરે પડવું
नयनपथं गम्
**निस्+दिश्** ( ૬ ઠ્ઠો પ )=બતાવવું
**निस्+भर्त्स्** ( ૧૦ મો आ )=ઠપકો આપવો
**प्रति+नि+वृत्त्** ( ૧ લો आ )=પાછા ફરવું
**विफलीभू**=નિષ્ફળ જવું
**सं+पादय्**=મેળવવું

---

**अनिलः** ( ન. )=પવન
**अनुरूप** ( वि. )=યોગ્ય
**कान्ता** ( નારી )=સ્ત્રી जाया

**किंवदन्ती** ( નારી )=અફવા
**क्वापि** ( અ. )=કોઈ પણ ઠેકાણે
**गोपालः** ( ન. )=ભરવાડ
**जनप्रवादः** ( ન. )=લોકવાયકા
**द्विपदः** ( ન. )=બેપગું, પક્ષી
**परुषम्** ( અ. )=સખ્તાઈથી
**पावकोच्छिष्टवर्णः** ( ન. )=ભ્રમર
**प्रथमम्** ( અ. )=પહેલુંજ
**बद्धदृढभावा**=જેનો ભાવ દૃઢ છે તે
**भग्नाशः**=જેની આશા નષ્ટ થઈ છે એવો
**भृशम्** ( અ. )=ઘણુંજ
**मन्त्रिन्** ( ન )=પ્રધાન
**मौढ्यम्** ( ના. )=મૂર્ખાઈ
**यथाप्रतिज्ञम्**=પ્રતિજ્ઞા પ્રમાણે
**शर्वरी** ( નારી )=રાત્રિ
**श्वः** ( અ. )=આવતી કાલે
**सपद्येव** ( અ. )=તરતજ

---

**મનોયત્ન ૪૩ :** कालिदासमुद्दिश्य कानिचित् वाक्यानि लिखत ।

**મનોયત્ન ૪૪ :** (*a*) નીચેનાં રૂપો ઓળખોઃ—

समुपस्थितम्, उच्यते, निर्भिन्नः, हृदि, उच्छिन्दन्, विफलीभूताः, उक्तवान्, पण्डिततमा, प्रदेया, अध्युषितम्, घटयेयम्, दृश्यते, कृतवान्, मुग्धा, प्रणिपत्य, प्रत्ता.

(*b*) સંધિથી જોડોઃ—

पश्यन्+अपि; अचिन्तयत्+च; विनोद+उक्त्या; अमात्यान्+च; सम्यक्+गृहीत.

**મનોયત્ન ૪૫ :** નીચેનાં વાક્યો પ્રયોગ ફેરવીને લખોઃ—

(i) तेन मृग एको व्यापादितः ।

(ii) स व्याधः शूकरं शरेणाविध्यत् ।

(iii) मृगमादाय गच्छन् स घोराकृतिं शूकरं दृष्टवान् ।

(iv) पश्य, संचयशीलोऽसौ धनुषा जम्बुको हतः ।

(v) तस्मै सा कन्या प्रदेया ।

(vi) तस्य कवित्वमन्तरेणोत्सुक्या राजपुत्र्या पृष्टः ।

(vii) मोक्षो न लभ्यते कान्ते कंपितं तेन हेतुना ।

(viii) कस्ते गुरुः ।

———:o:———

પાઠ ૧૭ મો

## चन्द्रमाः



चन्द्रमा रात्रावुदयते। स औषधीनामधिपः। अत औषधीश इति ख्यातः। चन्द्रस्य प्रकाशः शीतलः। तस्माद् हिमांशुर्जनानां रुचये भवति। चन्द्रिकया प्रकाशिता जलाशयाः पर्वता वृक्षाश्च जनानाह्लादयन्ते। ज्योत्स्नयाच्छादितं भूतलं कस्य रसिकस्य चित्तं न हरति। शशाङ्कस्योदयेन वारिधिरूर्मिमालाकुलो भवति, कुमुदानि च विकसन्ति। अतश्चन्द्रस्य कुमुदबान्धव इत्यपरम् अभिधानम्।

सोमस्य बिम्बं वर्धते क्षीयते च। शुक्लपक्षे प्रतिपद आरभ्य पूर्णिमापर्यन्तं प्रतिदिनं क्रमेण सुधांशोर्बिम्बं वर्धते। अष्टम्यामर्धवर्तुलं पूर्णिमायां च पूर्णवर्तुलं भवति। ततः क्रमेण क्षीयते। अमावास्यायां नितान्तमन्तर्हितं भवति। शशिनो वृद्धिक्षयावुद्दिश्य तास्ताः कथाः पुराणेष्वन्यग्रन्थेषु च लभ्यन्ते।

कलानिधिर्दक्षप्रजापतेः का अपि दुहितॄः पर्यणयत्। स रोहिण्यामतीवास्निह्यत्। तस्मादन्या दुहितरो मत्सरणाविष्टा

पितरमभाषन्त। अस्माकं भर्तुः पक्षपातेन भृशं दुःखिता वयम्। ततः कोऽप्युपायश्चिन्त्यतां येन सोऽस्मासु सर्वासु समं स्निह्येदिति। दक्षोऽवदद्यतो विधुरेकां रोहिणीमेवाराधयति नान्याः स क्षयग्रस्तो भवत्विति। ततः प्रभृति प्रतिदिनमिन्दुः क्षीणोऽभवत्। तेन भीतास्ता दुहितरः पुनर्जनकं गत्वा तस्य वृद्धिमयाचन्त। तदा तेनोक्तम्। निशापतिरेकस्मिन् पक्षे क्षयं गमिष्यत्यपरपक्षे तु पुनर्वृद्धिं गमिष्यतीति। अत एव शुक्लपक्षे द्विजराजस्य कला वर्धते कृष्णपक्षे च क्षीयते।

इयमन्या कथा अस्मिन् विषये प्रवर्तते। उडुपोऽमृतानां निधिः। देवाश्च पितरश्च सुधामाकाङ्क्षन्ते। सुधांशुस्तान् सुधया तर्पयति। तस्मात् स क्षीणो भवति। यदा स नितान्तं रिक्तो भवति तदा पुनः समाहरत्यमृतम्। अत एव कृष्णपक्षे प्रतिदिनं चन्द्रस्य कला क्षीणा भवति, शुक्लपक्षे तु पुनर्वर्धते सा। चन्द्रस्येमां कल्याणप्रवृत्तिमेवोद्दिश्य कविना गीतम् 'पर्यायपीतस्य सुरैर्हिमांशोः कलाक्षयः श्लाघ्यतरो हि वृद्धेः।

नक्षत्राणां चन्द्रः श्रेष्ठः। तस्मात्स नक्षत्रेश इति ख्यातः। आकाशे बहूनि नक्षत्राणि तारकाणि च वर्तन्ते। तथापि रात्रिश्चन्द्रमसैव ज्योतिष्मती। अत उक्तम्—'नक्षत्रताराग्रहसंकुलापि ज्योतिष्मती चन्द्रमसैव रात्रिः।' अपरं च

शशिना च निशा निशया च शशी, शशिना निशया च विभाति नभः।
पयसा कमलं कमलेन पयः पयसा कमलेन विभाति सरः॥

## શબ્દકોશ

आ+काङ्क्ष् ( १ લો આ )=ઇચ્છા રાખવી
उदय् ( १ લો આ )=ઉદય પામવું
तर्पय्=તૃપ્ત કરવું
परि+नी ( १ લો પ )=પરણવું
प्र+वृत् ( १ લો આ )=પ્રવર્તવું
वि+कस् ( १ લો પ )=ખીલવું
वि+भा=પ્રકાશવું
सम्+आ+हृ ( १ લો પ ) = લેવું, એકઠું કરવું

---

अन्तर्हित ( કૃ. )=છૂપાયલો

**अभिधानम्** ( ના. )=નામ
**आच्छादित** ( કૃ. )=ઢંકાયલું
**आविष्ट** ( કૃ. )=ઘેરાયલો
**उडुपः** ( ન. )=ચંદ્ર [ उडु ( ન., ના. ) =તારો ]
**ऊर्मि** ( ન., નારી )=મોજું
**कुमुदः-दं**=પોયણું
**क्षि** ( ૧લો પ )=ઘસાવું, નબળા પડવું
**जलाशयः** ( ન. )=સરોવર
**तारकम्** ( ના. )=તારો
**नितान्तम्** ( અ. )=સંપૂર્ણ રીતે
**निशापतिः** (ન.)=ચંદ્ર विधुः, द्विजराजः
**पितरः** ( ન. બહુ વ. )=પિતૃઓ
**मत्सरः** ( ન. )=અદેખાઈ
**यतः** ( અ. )=કારણ કે
**रिक्त** ( કૃ. )=ખાલું
**वारिधिः**=સમુદ્ર ( धिः=ભંડાર )
**शशाङ्कः** ( ન. )=ચંદ્ર ( शश=સસલું अङ्कः=લાંછન )
**समम्** ( અ. )=સાથે
**संकुल** ( वि. )=ભરપૂર, સંપૂર્ણ
**सुधांशुः** ( ન. )=ચંદ્ર ( सुधा=અમૃત अंशुः=કિરણ )
**सोमः** ( ન. )=ચંદ્ર कलानिधिः
**हिमांशुः** ( ન. )=ચંદ્ર ( हिम=ઠંડુ )

---

**મનોયત્ન ૪૬ :** ચંદ્ર માટે આપેલા બધા શબ્દોની યાદી કરો અને તેમાંના ગમે તે આઠનો અર્થ સમજાવો.

**મનોયત્ન ૪૭ :** નીચેનાં વાકયોનો અર્થ લખો:—

( i ) धर्मार्थे क्षीणवित्तस्य क्षीणत्वमपि शोभते ।
सूरैः पर्यायपीतस्य कृष्णपक्षे विधोरिव ॥

( ii ) नमस्ते चन्द्रमसे सुधया तर्पयते सुरान् पितॄंश्च ।

(iii) भूतानि सर्वाणि विराजयन्तं, महोदधिं चापि समेधयन्तम् ।
ज्योत्स्नावितानं महदुद्वमन्तं ददर्श शीतांशुमथाभियान्तम् ॥

**મનોયત્ન ૪૮ :** सूर्यमुद्दिश्य कानिचित् वाक्यानि लिखत ।

**મનોયત્ન ૪૯:** નીચેના સમાસોનો વિગ્રહ કરો અને તેમના પ્રકાર કહો.

मृगव्याधशूकरान्, नयनपथम्, अन्यग्रन्थेषु, वृद्धिक्षयौ, कोदण्डलग्नम्, भूपालः, नक्षत्रताराग्रहसंकुला, मूर्खराजः, अपरपक्षः, आहारार्थी, क्षयग्रस्तः, वारिधिः, संस्कृतसाहित्यमणिः, ऊर्मिमालाकुलाः, प्रथमबुभुक्षायाम्.

**મનોયત્ન ૫૦:** નીચેના ધાતુઓનાં ભૂતકર્મણિ કૃદંતનાં રૂપો આપો:— अव+सो, निस्+भिद्, व्यध्, अनु+स्था, प्र+सद्.

---

## પાઠ ૧૮ મો
## भीमघटोत्कचयोर्विवादः



भीमसेन —भोः पुरुष ! तिष्ठ तिष्ठ ।

घटोत्कच—एष स्थितोऽस्मि ।

भीमसेन —किमर्थं ब्राह्मणं परास्यसि भवान् राहुरिव ।

घटोत्कच—राहुरेव ।

भीमसेन —आः, सर्वापराधेऽवध्यत्वान्मुच्यतां द्विजसत्तमः ।

घटोत्कच—न मुच्यते ।

मुच्यतामिति विस्रब्धं भाषते यदि मे पिता ।
न मुच्यते तथाह्येष गृहीतो मातुराज्ञया ॥

भीमसेन —( आत्मगतम् ) भोः ! कस्य पुत्रेणानेन भवितव्यम् । ( प्रकाशम् ) भोः पुरुष ! प्रष्टव्यं खलु तावदस्ति । का नाम भवतो माता ।

घटोत्कच—हिडिम्बा नाम राक्षसी या कौरव्यकुलदीपेन पाण्डवेन सनाथा ।

भीमसेन —( आत्मगतम् ) एवं, हिडिम्बायाः पुत्रोऽयम् । सदृशो ह्यस्य गर्वः । रूपं सत्त्वं बलं चैव पितृभिः सदृशं बहु ।

(प्रकाशम्) भो ब्राह्मण। गम्यतां गृहम्। वयमेनमनुगच्छामः।

घटोत्कच—इममेव नयामि। अथ केनायं वारितः।

भीमसेन—मया।

घटोत्कच—किं त्वया। तेन हि भवानेवागच्छतु।

भीमसेन—अतिवीर्यबलं नानुगच्छामि। यदि ते शक्तिरस्ति, बलात्कारेण मां नय।

घटोत्कच—किं मामवगच्छति भवान्।

भीमसेन—मत्पुत्र इति मे मतिः।

घटोत्कच—कथं कथं तवपुत्रोऽहम्।

भीमसेन—कथं रुष्यति, मर्षयतु मर्षयतु भवान्। सर्वाः प्रजाः क्षत्रियाणां पुत्रशब्देनाभिधीयन्ते। अत एव मयाभिहितम्।

घटोत्कच—भीतानामायुधं गृहीतम्।

भीमसेन—सत्येन शपामि न मे भयस्य ज्ञानम्। भवत्समीपे तज्ज्ञातुमिच्छामि। भद्र, वद किं रूपमेतद्।

घटोत्कच—एष ते भयमुपदिशामि। आयुधं धारयतु भवान्।

भीमसेन—आयुधमिति। अयं मे दक्षिणो बाहुरायुधं सदृशं मम।

घटोत्कच—इदमुपपन्नं पितुर्मे भीमसेनस्य।

भीमसेन—अथ कोऽयं भीमो नाम।

*Adapted from* मध्यमव्यायोगम्

---

को घटोत्कचोऽस्ति? किमर्थम् स ब्राह्मणं गृहीतवान्? को भीमोऽस्ति? किमर्थं स ब्राह्मणस्य रक्षणायागतः? कथं स ब्राह्मणं रक्षितवान्? किमर्थम् भीमो घटोत्कचेन सह गन्तुमुद्यतः? का हिडिम्बा आसीत्? किमर्थम् भीम आत्मानं बलात्कारेण नेतुं घटोत्कचमादिशत्? कथं मत्पुत्रेति भीमेन घटोत्कच उद्दिष्टः? किं भीतानामायुधम्? किं नाम भीमस्यायुधमासीत्?

---

**નિયમ ૧૨ મો:**—બોલનાર વ્યક્તિ ઉચ્ચ દરજ્જાની હોય તો પોતાને માટે એકવચનને બદલે બહુવચનનો પ્રયોગ કરે છે.

**નિયમ ૧૩ મો:**—'સોગન લેવું' એ અર્થનાં ક્રિયાપદો સાથે જેના સોગન લેવામાં આવે તેને ત્રીજી વિભક્તિમાં મૂકવામાં આવે છે.

**શબ્દકોશ**

**अभि+धा** ( કર્મણિ )=બોલાવવું
**उपपन्न** ( વિ. )=યોગ્ય
**गृहीत** ( કૃ. )=પકડાયલો
**ज्ञातुम्** ( કૃ. )=જાણવાને
**ग्रह्** ( ૧૦ મો પ )=પકડવું
**परा+अस्** ( ૪ થો પ)=પીછો પકડવો
**प्रकाशम्** ( અ. )=મોટેથી
**भद्रः** (ન.)=ભાઈ (વહાલસૂચક શબ્દ)
**मृष्** ( ૧ લો પ )=શાંત પડવું
**रुष्** ( ૪ થો પ )=ગુસ્સે થવું
**वारय्**=અટકાવવું
**विस्रब्धम्** ( અ. )=નિર્ભયપણે
**वीर्यम्** ( ના. )=શક્તિ
**शप्** ( ૧ લો પ )=સોગન લેવાં
**सदृश** ( વિ. )=જેવો, યોગ્ય
**सनाथ** ( વિ. )=નાથવાળી, ઓઠવાળું

---

**મનોયત્ન ૫૧:** (*a*) મોટા અક્ષરે છાપેલા શબ્દો પર સામાન્ય નોંધ લખો:—

(i) किमर्थम् ब्राह्मणं परास्यति भवान् **राहुरिव** ।
(ii) **सर्वापराधेष्वयध्यत्वान्**मुच्यतां द्विजसत्तमः ।
(iii) मुच्यतामिति विस्रब्धं **ब्रवीति यदि मे पिता** ।
(iv) सर्वाः **प्रजाः क्षत्रियाणां पुत्रशब्देना**भिधीयन्ते ।

(*b*) મોટા અક્ષરે છાપેલા શબ્દો પર વ્યાકરણની દૃષ્ટિથી નોંધ કરો:—

(i) का **नाम** भवतो माता ।
(ii) **वयमे**नमनुगच्छामः ।
(iii) **पूज्यतमः** खलु ब्राह्मणः ।
(iv) उपपन्नं हि इदं मे **पितुर्भी**मसेनस्य ।

**મનોયત્ન ૫૨:** નીચેના સમાસોનો વિગ્રહ કરો:—

द्विजसत्तमः, मुनिश्रेष्ठः, नरपुङ्गवः, कविवरः, पुरुषोत्तमः, कुरुसत्तमः, नरर्षभः, वर्तनविशारदः, परनिन्दानिपुणः, सर्वविद्याकुशलः, युद्धप्रवीणः, वंचनाचतुरः, वाक्पटुः, क्षत्रियकुलोत्पन्नः, आतपशुष्कः.

———:०:———

# પાઠ ૧૯ મો

## પાંચમો ગણ

उपायेन हि यच्छक्यं न तच्छक्यं पराक्रमैः ।
अनुद्योगेन तैलानि तिलेभ्यो नाप्तुमर्हसि ।
स्वल्पायपि पिण्डाय श्वा लाङ्गूलं धुनोति ।
निदाघे वर्षनिरोधे च प्रस्वेदपीडिता जना आत्मानं व्यजनेन विधुन्वन्ति ।
स्वाधिकरात्प्रमत्तः कोऽपि यक्षो धनदशापेन विषमां दशां प्राप्तवान् ।
संतोषेण विना पराभवपदं प्राप्नोति सर्वो जनः ।
निर्बला बलिनो युद्धे न कदापि धृष्णुयुः ।
गीतं कोकिल ते मुदा रसविदः शृण्वन्ति कर्णामृतम् ।
अश्वशालां दक्षिणेन महान्कोलाहलः श्रूयते ।
कर्णो दुर्योधनाय पाण्डवानां नाशं प्रतिश्रुतवान् ।
संतानकामाय राज्ञे सा पयस्विनी पुत्रं प्रतिश्रुतवती ।
हनुमान् रामाय वैदेह्या अन्वेषणं प्रत्यशृणोत्[13] ।
अश्नुते स हि कल्याणं व्यसने यो न मुह्यति ।
कृष्णं दुर्योधनाय प्रहिण्वता युधिष्ठिरेण महद्दुःखमनुभूतम् ।
हरिः समाधिभेदिनीं सुराङ्गनां दुश्चरं तपः चरते तृणबिन्दवे प्राहिणोत् ।
इमां कथां तवाग्रजाय निवेदयितुं दूतं मुम्बापुरीं प्रहिणोमि[14] ।
हिताच्च यः संशृणुते स किंप्रभुः ।
आवृणोदात्मनो रन्ध्रं रन्ध्रेषु प्रहरन् रिपून् ।
न हि तापयितुं शक्यं सागराम्भस्तृणोल्कया ।
स्रजमपि शिरस्यन्धः क्षिप्तां धुनोत्यहिशङ्कया ।
मयि जीवति को नाम धृष्णुयात्त्वयि प्रहर्तुम् ।
न केवलं यो महतोऽपभाषते शृणोति तस्मादपि यः स पापभाक् ।

**નિયમ ૧૩:**—પ્રતિ+શ્રુ-વચન આપવું-ધાતુ સાથે જેને વચન આપવામાં આવે તે વ્યક્તિ ચોથી વિભક્તિમાં મૂકાય છે.

**નિયમ ૧૪:**—'મોકલવું' એ અર્થમાં પ્ર+હિ, વિ+સૃજ્, વગેરે ધાતુઓ સાથે જે વ્યક્તિ તરફ મોકલવામાં આવે તે વ્યક્તિને સાધારણ રીતે ચોથીમાં અને જે સ્થાન પરત્વે મોકલવામાં આવે તે સ્થાનને બીજી વિભક્તિમાં મૂકવામાં આવે છે.

---

**પ્રથમ** પુસ્તકમાં આપણે ચાર ગણો-પહેલો, ચોથો, છઠ્ઠો અને દશમો -જોયા. આ ગણનું અંગ અકારાંત હોય છે. હવે જે બાકીના છ ગણો શિખવાના છે તેમનું **અંગ** અકારાંત નથી. આ ઉપરાંત આ ચાર ગણોમાં પ્રત્યયો લગાડતી વખતે **અંગમાં** કોઇપણ પ્રકારનો ફેરફાર કરવામાં આવતો ન હતો. હવે પછીના ગણોમાં ધાતુને કાળના પ્રત્યયો લગાડતાં પહેલાં અમુક પ્રત્યયો આગળ **અંગ**માં ફેરફાર કરવામાં આવે છે. આ છ ગણ માટેના કાળના પ્રત્યયો તથા એ પ્રત્યયો પહેલાં કરવામાં આવતો ફેરફાર નીચે પ્રમાણે છે:—

| | પરસ્મૈપદ | | | આત્મનેપદ | | |
|---|---|---|---|---|---|---|
| | વર્તમાનકાળ | | | વર્તમાનકાળ | | |
| | એ. વ. | દ્વિવ. | બ. વ. | એ. વ. | દ્વિવ. | બ. વ. |
| ૧લો પુ. | **मि** | वस् | मस् | ए | वहे | महे |
| ૨જો પુ. | **सि** | थस् | थ | से | आथे | ध्वे |
| ૩જો પુ. | **ति** | तस् | अन्ति | ते | आते | अते |
| | ભૂતકાળ | | | ભૂતકાળ | | |
| ૧લો પુ. | **अम्** | व | म | इ | वहि | महि |
| ૨જો પુ. | **स्** | तम् | त | थास् | आथाम् | ध्वम् |
| ૩જો પુ. | **त्** | ताम् | अन | त | आताम् | अत |
| | આજ્ઞાર્થ | | | આજ્ઞાર્થ | | |
| ૧લો પુ. | **आनि** | **आव** | **आम** | **ऐ** | **आवहै** | **आमहै** |
| ૨જો પુ. | हि | तम् | त | स्व | आथाम् | ध्वम् |
| ૩જો પુ. | **तु** | ताम् | अन्तु | ताम् | आताम् | अताम् |

| | વિધ્યર્થ | | | વિધ્યર્થ | | |
|---|---|---|---|---|---|---|
| ૧લો પુ. | याम् | याव | याम | ईय | ईवहि | ईमहि |
| ૨જો પુ. | याः | यातम् | यात | ईथाः | ईयाथाम् | ईध्वम् |
| ૩જો પુ. | यात् | याताम् | युः | ईत | ईयाताम् | ईरन् |

ઉપરના પ્રત્યયો જોતાં જણાશે કે ૧૩ પ્રત્યયો બાકીના પ્રત્યયો કરતાં જુદા પાડવામાં આવ્યા છે. એ પ્રત્યયો વિકરણ પ્રત્યયો કહેવાય છે. આ **વિકરણ પ્રત્યયો લગાડતાં પહેલાં ધાતુના અંત્ય સ્વરનો કે ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ કરવામાં આવે છે.** આ સિવાયના બીજા પ્રત્યયો આગળ કોઈપણ પ્રકારનો ફેરફાર કરવામાં આવતો નથી.

---

**પાંચમા ગણની નિશાની नु છે.** માટે **चि + नु + वः=चिनुवः** એજ પ્રમાણે **चिनुमः-चिनुथः** વગેરે રૂપો થાય છે. તેમજ **चि + नु + आथे = चिन्वाथे; चि + नु + अन्ति = चिन्वन्ति** રૂપો થાય છે. પણ **चि + नु + ति = चि + नो + ति = चिनोति.** એજ પ્રમાણે **चिनोमि, चिनोषि, चिनोतु** વગેરે રૂપો થાય છે.

**चि + नु + आनि = चि + नो + आनि = चि + नव् + आनि = चिनवानि,** અને **चि + नु + ऐ = चि + नो + ऐ = चिनवै** રૂપો થાય છે.

---

## चि-વર્તમાનકાળ

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| ૧ લો પુ. | चिनोमि | चिनुवः-चिन्वः | चिनुमः-चिन्मः |
| ૨ જો પુ. | चिनोषि | चिनुथः | चिनुथ |
| ૩ જો પુ. | चिनोति | चिनुतः | चिन्वन्ति |

## चि-ભૂતકાળ

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अचिनवम् | अचिनुव-अचिन्व | अचिनुम-अचिन्म |
| ૨ જો પુ | अचिनोः | अचिनुतम् | अचिनुत |
| ૩ જો પુ. | अचिनोत् | अचिनुताम् | अचिन्वन् |

### चि-આજ્ઞાર્થ

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | चिनवानि | चिनवाव | चिनवाम |
| ૨ જો પુ. | चिनु [ii] | चिनुतम् | चिनुत |
| ૩ જો પુ. | चिनोतु | चिनुताम् | चिन्वन्तु |

### चि-વિધ્યર્થ

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | चिनुयाम् | चिनुयाव | चिनुयाम |
| ૨ જો પુ. | चिनुयाः | चिनुयातम् | चिनुयात |
| ૩ જો પુ. | चिनुयात् | चिनुयाताम् | चिनुयुः |

---

**નિયમ** (i) અંગમાંના उ ની આગળ જોડાક્ષર આવ્યો ન હોય તો व् અને म् થી શરૂ થતા પ્રત્યયો આગળ उ વિકલ્પે ઉડાવી મૂકવામાં આવે છે. सुनुवः–सुन्वः, પણ आप्नुवः, साध्नुवः, વગેરે.

**નિયમ** (ii) જેને છેડે સ્વર છે એવા પાંચમાં ગણના ધાતુઓને આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનમાં हि પ્રત્યય લગાડવામાં આવતો નથી.

---

आप् + नु + अन्ति = आप् + न् + उव + अन्ति = आप्नुवन्ति
असाध् + नु + अन् = असाध् + न् + उव् + अन् = असाध्नुवन्

**નિયમ** (iii) જેને છેડે વ્યંજન છે એવા પાંચમાં ગણના ધાતુઓમાં સ્વરથી શરૂ થતા અવિકરણ પ્રત્યયો આગળ नु માંના उ નો उव् થાય છે.

अश् + नु + आथे = अश् + नुव् + आथे = अश्नुवाथे; अ + अश् + नु + आथाम्=आश्नुवाथाम्, अश् + नु + ऐ = अश् + नो + ऐ = अश् + नव् + ऐ=अश्नवै. પણ सु + नु + आथे = सुन्वाथे.

### अश्-વર્તમાનકાળ

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अश्नुवे | अश्नुवहे | अश्नुमहे |
| ૨ જો પુ. | अश्नुषे | अश्नुवाथे | अश्नुध्वे |
| ૩ જો પુ. | अश्नुते | अश्नुवाते | अश्नुवते |

### अश्-ભૂતકાળ

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | आश्नुवि | आश्नुवहि | आश्नुमहि |
| ૨ જો પુ. | आश्नुथाः | आश्नुवाथाम् | आश्नुध्वम् |
| ૩ જો પુ. | आश्नुत | आश्नुवाताम् | आश्नुवत |

### अश्-આજ્ઞાર્થ

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अश्नवै | अश्नवावहै | अश्नवामहै |
| ૨ જો પુ. | अश्नुष्व | अश्नुवाथाम् | अश्नुध्वम् |
| ૩ જો પુ. | अश्नुताम् | अश्नुवाताम् | अश्नुवताम् |

### अश्-વિધ્યર્થ

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अश्नुवीय | अश्नुवीवहि | अश्नुवीमहि |
| ૨ જો પુ. | अश्नुवीथाः | अश्नुवीयाथाम् | अश्नुवीध्वम् |
| ૩ જો પુ. | अश्नुवीत | अश्नुवीयाताम् | अश्नुवीरन् |

---

સંસ્કૃતમાં ભાષાંતર કરોઃ—

(૧) લોભી માણસ ધનનો ઢગલો ભેગો કરે છે ( सं+चि ).

(૨) પોતાની પ્રિય વાણીથી તે દુશ્મનનું દીલ જીતવા શક્તિમાન થયો ( शक् ).

(૩) અનાચાર અને દુષ્ટ વર્તન સજ્જનોનાં હૃદયને પીડા આપે છે ( दु ).

(૪) કેટલાક માણસો પોતાની ખામીઓ ઢાંકે છે ( आ+वृ ), પણ તેમણે પોતાની ખામીઓ બહાર પાડવી જોઈએ ( वि+वृ ).

(૫) અમે ઘરમાં ભૂમિપર શેતરંજી બીછાવીએ છીએ ( स्तृ ).

( ૬ ) ઉદ્યમ વિના કાર્ય પાર પડી શકતું નથી ( शक् ).
( ૭ ) ઊંચું જ્ઞાન મેળવવા ( आप् ) મે મારા ભાઇને ઇંગ્લંડ મોકલ્યો ( प्र+हि ).
( ૮ ) તમારી વાતો સાંભળતાં આખી રાત વીતી ગઈ
( ૯ ) તમારા જેવા નબળા માણસે બળવાન સાથે યુદ્ધમાં બહાર પડવું ન જોઈએ ( धृष् ).
(૧૦) તમારા પર આ પત્ર કોણે મોકલ્યો ?
(૧૧) મારા ઘરની પૂર્વ દિશાએ મોટો સાર્વજનિક કૂવો છે.
(૧૨) કડક શિક્ષક આગળ નિશાળીઆઓ પોતાના વિચારો જણાવી શકતા નથી ( वि+वृ ).
(૧૩) પોતાના અપરાધો છુપાવનાર ( आ+वृ ) માણસ વખણાતો નથી.
(૧૪) છોકરાઓ, દુશ્મનોના પણ ગુણોને બહાર લાવો.
(૧૫) 'હું પાંડવસેનાનો નાશ કરવા સમર્થ છું માટે એ વિશે તમે ચિંતા કરો નહીં ' એમ અશ્વત્થામાએ દુર્યોધનને વચન આપ્યું ( प्रति+श्रु ).

## શબ્દકોશ

**પાંચમા ગણના ધાતુઓ**

**अश्**=વ્યાપી રહેવું, ભોગવવું
**आप्**=મેળવવું
**धु**=હલાવવું–वि=પવન નાંખવો
**धृष्**=સામે થવું
**प्र+हि**=મોકલવું
**वृ**=ઘેરીવળવું, છુપાવવું –आ=ઢાંકવું; वि=ઉઘાડવું
**शक्**=શક્તિમાન હોવું
**श्रु** [ शृ ]=સાંભળવું सं+श्रु प्रति+श्रु=વચન આપવું

---

**अग्रजः** ( ન. )=મોટો ભાઇ
**अधिकारः** ( ન. )=હોદ્દો
**अन्वेषणम्–णः**=શોધ
**अप+भाष्** ( ૧લો आ )=ભૂંડું બોલવું
**अश्वशाला** ( નારી )=ઘોડાને રાખવાની જગા
**अहिः** ( ન. )=સાપ
**उल्का** ( નારી )=જ્વાળા
**किंप्रभुः** ( ન. )=ખરાબ શેઠ
**तापय्**=તપાવવું
**तिलम्** ( ન. )=તલ
**तृणबिन्दुः** ( ન. )=તૃણબિન્દુ

तैलम् ( ना. )=તેલ
दुश्चर ( वि. )=ઉગ્ર
निदाघः ( न. )=ઉનાળો
पयस्विनी ( नारी )=ગાય
पराभवः ( ना. )=અપમાન
पापभाक् ( न. )=પાપનો ભાગીદાર
पिण्डम्-डः ( ना. न. )=કોળિયો
प्र+मद् ( ४ थो प )=બેપરવા રહેવું, ગાંડાં બનવું
प्रस्वेदः ( न. )=પરસેવો
मुद् ( नारी )=આનંદ
रन्ध्रः ( न. )=છિદ્ર
रसविद् ( न. )=રસને જાણનારો
लाङ्गूलम् ( ना )=પૂછડું
वर्षनिरोधः (न.)=વરસાદ પહેલાંનો ઊકળાટ
विषम ( वि. )=ખરાબ
वैदेही ( नारी )=સીતા
व्यजनम् ( ना. )=પંખો
व्यसनम् ( ना )=આપત્તિ
समाधिभेदिनी = સમાધિ ભંગ કરનારી
सुराङ्गना ( नारी )=અપ્સરા
संतानकामः=છોકરાની ઇચ્છાવાળો
स्वल्प वि. )=ઘણું થોડું
हरिः ( न. )=ઇંદ્ર

---

જીતવું=वशीकर्तुम
ખામી=दोषः
શેતરંજી=कुथः-था, आस्तरणम्
પાર પાડવું=साधय्
ઇંગ્લંડ=आङ्गलभूमिः
વીતી ગઈ=व्यतीत
પૂર્વ દિશાએ=पूर्वेण
કડક=कठोर, निष्ठुर, तीक्ष्ण

---

**મનોયત્ન ૫૩:** નીચેનાં રૂપો ઓળખોઃ—

आप्तुम्, प्रत्यश्रृणोत्, अश्नुते, प्राप्तवान्, प्रतिश्रुतवती, श्रूयते, प्रहरन्, प्रहिण्वता, अवचिन्वाना, निश्चित्य, चरेत.

---

## પાઠ ૨૦ મો.

### આઠમો ગણ : કર્મણિરચના.

आत्मनो नियोगमशून्यं कुरु।
प्राप्तकालं कुरुष्व।
परिश्रमविनोदं करोतु आर्यः।
कतमो राजर्षिवंश आर्येणालंक्रियते।
परिगतार्थोऽस्मि कृतो भवता।
सर्वथाविचारितं कर्म न कर्तव्यम्।
निर्गुणेष्वपि सत्त्वेषु दयां कुर्वन्ति साधवः।
वरमाशीविषैः सङ्गं कुर्यान्नत्वेव दुर्जनैः।
खलः करोति दुर्वृत्तं नूनं फलति साधुषु।
नीचो वदति न कुरुते, न वदति सुजनः करोत्येव।
कुर्वन्नपि व्यलीकानि यः प्रियः प्रिय एव सः।
कृतं हि मे कुतूहलेन पद्माशया हृदि पदम्।
श्वः कार्यमद्य कुर्वीत पूर्वाह्णे चापराह्णिकम्।
आयाधिकं व्ययं कुर्वन् को न याति दरिद्रताम्।
शरणं करवाणि कामदं ते चरणं वाणि चराचरोपजीव्यम्।
अर्जुनः खाण्डववनं भस्मसात्करोत्।
मरणमवश्यमेव जन्तोः किमिति मुधा मलिनं यशः कुरुध्वम्।
वरं मौनं कार्यं न च वचनमुक्तं यदनृतम्।
कुर्वन् हि वैतसीं वृत्तिम् प्राप्नोति महतीं श्रियम्।
इयं रत्नमाला दीप्त्या सूर्यमपि तिरस्करोति।
सङ्गः सतां किमु न मङ्गलमातनोति।
वारिदादितरं चातको जलं न कदापि वनुते।
मलिनमपि हिमांशोर्लक्ष्म लक्ष्मीं तनोति।

स गोपदारकः श्रियमातनोतु नः ।
पुष्पाणां सौरभं प्रायस्तन्वते दिक्षु मारुताः ।
पिष्टोऽपि परिमलैः पिंषतामपि चन्दनः पुष्टिं तनोति ॥
अनयोर्विरोधं वितन्वता त्वया न साधु कृतम् ।
किं नु मे स्यादिदं कृत्वा किं नु मे स्यादकुर्वतः ।
इति कर्माणि संचित्य कुर्याद्वा पुरुषो न वा ॥
यावत्स्वस्थमिदं कलेवरगृहं यावच्च दूरे जरा ।
आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महान् ॥

---

वामनः बलिं वसुधामयाचत ।
वामनेन बलिर्वसुधां याचितः ।
यक्षो युधिष्ठिरं पञ्च प्रश्नानपृच्छत् ।
युधिष्ठिरः यक्षेण पञ्च प्रश्नान् पृष्टः ।
मालाकारो वृक्षान् पुष्पाणि अवचिनोति ।
मालाकारेण वृक्षाः पुष्पाणि अवचीयन्ते ।
राजपुरुषा अपराधिनम् कारावासमर्थं दण्डं वा दण्डयन्ति ।
राजपुरुषैरपराधी कारवासमर्थदण्डं वा दण्डयते ।
भीमो विविधान्नं विराटमपचत् ।
भीमेन विविधान्नं विराटोऽपच्यत ।
वैतनिको नौकागारं महान्तं भारं मस्तकेन वहति ।
वैतनिकेन नौकागारं महान्भारो मस्तकेनोह्यते ।
गोपो मेषान् व्रजं नयतु ।
गोपेन मेषा व्रजं नीयन्ताम् ।
विमानेन जना अचिरात् पृथिव्या विविधान् प्रदेशान् नीयन्ते ॥

---

આપણે પ્રથમ પુસ્તકમાં કર્મણિ રચના વિશે વિચાર કર્યો છે. સંસ્કૃતમાં મૂળ વાક્યના કર્તાને કર્મણિ રચનામાં ત્રીજીમાં અને કર્મને પહેલીમાં

મૂકવામાં આવે છે. પણ સંસ્કૃતમાં કેટલાક ધાતુઓ-याच्, पच्, दण्ड्, चि, जि, नी, हृ, कृष्, वह् વગેરે—બે કર્મ લે છે. આવા દ્વિકર્મક ધાતુઓનું એક કર્મ મુખ્ય કર્મ અને બીજું ગૌણ કર્મ કહેવાય છે. ક્રિયા સાથે સીધો સંબંધ ધરાવનાર કર્મ મુખ્ય કર્મ છે, અને જે વ્યક્તિ અગર સ્થાન પરત્વે ક્રિયા કરવામાં આવે તે વ્યક્તિ અગર સ્થાન સૂચક શબ્દ નિયમાનુસાર કર્મ વિભક્તિમાં મૂકવામાં આવતો હોવાથી ગૌણ કર્મ બને છે. આ બે કર્મપૈકી **પહેલાં પાંચ ક્રિયાપદોમાં ગૌણ અને છેલ્લા ચાર ક્રિયાપદોમાં મુખ્ય કર્મ કર્મણિ રચનામાં કર્તા વિભક્તિમાં મૂકાય છે અને બીજું કર્મ—એટલે પહેલાં પાંચમાં મુખ્ય અને છેલ્લા ચારમાં ગૌણ—કર્મ વિભક્તિમાંજ રહે છે.**

---

**આઠમા ગણની નિશાની उ છે.** तन्+उ+ति=तन्+ओ+ति=तनोति, तन्+उ+अन्ति=तन+व्+अन्ति=तन्वन्ति, वन्+उ+ते=वनुते.

कृ આઠમા ગણનો ધાતુ છે; પણ કાળનાં રૂપો બનાવતી વખતે એમાં ઘણા ફેરફારો થાય છે, માટે એ રૂપો અહીં તૈયાર આપ્યા છે.

## कृ-વર્તમાનકાળ

| | પરસ્મૈપદ | | | આત્મનેપદ | | |
|---|---|---|---|---|---|---|
| | એ. વ. | દ્વિ વ. | બ. વ. | એ. વ. | દ્વિ વ. | બ. વ. |
| ૧લો પુ. | करोमि | कुर्वः | कुर्मः | कुर्वे | कुर्वहे | कुर्महे |
| ૨જો પુ. | करोषि | कुरुथः | कुरुथ | कुरुषे | कुर्वाथे | कुरुध्वे |
| ૩જો પુ. | करोति | कुरुतः | कुर्वन्ति | कुरुते | कुर्वाते | कुर्वते |

## कृ-ભૂતકાળ

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧લો પુ. | अकरवम् | अकुर्व | अकुर्म | अकुर्वि | अकुर्वहि | अकुर्महि |
| ૨જો પુ. | अकरोः | अकुरुतम् | अकुरुत | अकुरुथाः | अकुर्वाथाम् | अकुरुध्वम् |
| ૩જો પુ. | अकरोत् | अकुरुताम् | अकुर्वन् | अकुरुत | अकुर्वाताम् | अकुर्वत |

## कृ-આજ્ઞાર્થ

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧લો પુ. | करवाणि | करवाव | करवाम | करवै | करवावहै | करवामहै |
| ૨જો પુ. | कुरु | कुरुतम् | कुरुत | कुरुष्व | कुर्वाथाम् | कुरुध्वम् |
| ૩જો પુ. | करोतु | कुरुताम् | कुर्वन्तु | कुरुताम् | कुर्वाताम् | कुर्वताम् |

## कृ વિધ્યર્થ

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧લો પુ. | कुर्याम् | कुर्याव | कुर्याम | कुर्वीय | कुर्वीवहि | कुर्वीमहि |
| ૨જો પુ. | कुर्याः | कुर्यातम् | कुर्यात | कुर्वीथाः | कुर्वीयाथाम् | कुर्वीध्वम् |
| ૩જો પુ. | कुर्यात् | कुर्याताम् | कुर्युः | कुर्वीत | कुर्वीयाताम् | कुर्वीरन् |

---

प्रह्निण्वता=प्रह्निण्व्+**अत्**+आ

कुर्वत = कुर्व्+**अत्**

वितन्वता=वितन्व्+**अत्**+आ

अवचिन्वाना=अवचिन्व्+**आन**+आ

कुर्वाणः =कुर्व् + **आन**+स्

वितन्वानः =वितन्व् + **आन**+स्

ઉપરનાં ઉદાહરણોમાં અંગને अत અને आन પ્રત્યયો લગાડી વર્તમાન કૃદંતનું રૂપ બનાવવામાં આવ્યું છે. આપણે જોયું છે કે (પાનું ૧૦) વર્તમાન કૃદંતના પ્રત્યયો પરસ્મૈપદમાં अत અને આત્મને પદમાં मान છે. **પહેલા, ચોથા, છઠ્ઠા અને દશમા ગણમાં આત્મનેપદમાં मान પ્રત્યય લાગે છે, પરંતુ બીજા ગણમાં आन પ્રત્યય લાગે છે.**

સંસ્કૃતમાં ભાષાંતર કરોઃ—

(૧) તે યોદ્ધાએ મને તલવારથી ઘાયલ કર્યો (क्षिण्).
(૨) ચાતકપક્ષી મેઘ પાસે પાણી યાચે છે (वन्).
(૩) અગ્નિએ મારા ઘરને બાળીને ભસ્મ કર્યું.
(૪) આ કાર્યથી તમે તમારી ઉદ્ધતાઈ બતાવો છો (आविस्+कृ).
(૫) આ બાળક કામદેવને પણ રૂપમાં ઝાંખો પાડે છે.
(૬) ધીમે ધીમે મધુર વાણી વડે તેણે પોતાનો પરિચય વધાર્યો (आ+तन्).
(૭) વાંદરાએ ગુસ્સે થઈ પક્ષીના માળાના કટકા કરી નાખ્યા (खण्डशः कृ).
(૮) કયો માણસ પોતાની કીર્તિ વધારવા (तन्) ઇચ્છે નહિ ?

(૯) તમારા મનોવિકારને કબજે કરી ( वशीकृ ) સુખ મેળવો.
(૧૦) વડીલોનો તિરસ્કાર કરનાર કોને પ્રિય થાય ?
(૧૧) મારી આ ભેટ તમારે સ્વીકારવી જોઈએ ( स्वीकृ ).
(૧૨) મદનને બાળી ભસ્મ કરનાર શંકરનો કોને ભય ન રહે ?
(૧૩) અમે ચોમાસામાં પરદેશગમન કરતાં નથી.
(૧૪) મને મારવાને ( प्र+ह्व ) તમારે ઘણું બળ એકઠું કરવું જોઈએ.
(૧૫) દુશ્મનોનો પણ તિરસ્કાર કરો નહિ.

## શબ્દકોશ

**આઠમા ગણના ધાતુઓ**

**कृ**=કરવું–अलम्=શણગારવું अशून्यम्=હાજર થવું – तिरस् = તિરસ્કાર કરવો–भस्मसाद्=જમીનદોસ્ત કરવું

**तन्**=ફેલાવવું वितन्, आतन्
लक्ष्मीं तन्=સૌંદર્યમાં વધારો કરવો

**मन्**=વિચારવું

**वन्**=યાચના કરવી

---

**अद्य** ( અ. )=આજે

**दण्डः** ( ન. )=શિક્ષા

**अविचारित** ( वि. )=વિચાર કર્યા વગરનું

**आयः** ( ન. )=આવક

**आशीविषः** ( ન. )=સાપ

**कलेवरगृहम्** ( ના. )=દેહ

**कामद** ( वि. )=ઇચ્છિત આપનારું

**किमु** ( અ. )=કેટલું બધું વધારે–ઓછું, શા માટે ?

**गोपदारकः** ( ન. )=ગોવાળીઆનો છોકરો, કૃષ્ણ

**दुर्वृत्तम्** ( ના. )=ખરાબ વર્તન

**नियोगः** ( ન. )=જગ્યા, નિમણૂક

**नौकागारम्** ( ના. )=ગોદી

**परिगतार्थ**=જેણે અર્થ જાણ્યો છે તે

**पिष्ट** ( કૃ. )=પીસેલું

**प्रश्नाशा** (નારી)=પ્રશ્ન પૂછવાની ઇચ્છા

**प्राप्तकालम्**=વખતને યોગ્ય

**मुधा** ( અ. )=નકામું

**मेषः** ( ન. )=ઘેટું

**लक्ष्मन्** ( ના. )=ડાઘો

**वसुधा** ( નારી )=પૃથ્વી

**विराटः** ( ન. )=રાજાનું નામ

**वैतनिकः** ( ન. )=મજૂર

**वैतसीवृत्तिः** ( નારી )=બરુની વૃત્તિ

**व्ययः** ( ન. )=ખર્ચ

**व्यलीक** ( वि. )=જૂઠું, ન ગમે એવું

**व्रजः** ( ન. )=સમૂહ, ગોષ્ઠ

તલવાર=**असि, खड्गः, कृपाणः** | ભેટ=**उपायनम्**
ધીમે ધીમે=**शनैः शनैः**

---

**મનોયત્ન ૫૪:** કૌંસમાં આપેલા શબ્દો યોગ્ય વિભક્તિમાં વાપરો:

( i ) मद्यपा आत्मनः ——— प्रमाद्यन्ते । ( धर्मन )
( ii ) युद्धे अर्जुनस्य रक्षणम् कृष्णः ——— प्रत्यश्रृणोत् । ( कुन्ती )
(iii) जनक आत्मनो दूतो ——— ——— प्रेषितवान् । ( दशरथः, अयोध्या )
(iv) शकुन्तलया महिषी ——— तिरस्कृता । ( अङ्गसौष्ठवम् )
( v ) दरिद्रेभ्योऽनपराधिभ्यश्च ——— किं न अपत्रपसे । ( उत्कोचग्रहणम्=લાંચ )

**મનોયત્ન ૫૫:** નીચેનાં વાક્યો પ્રયોગ ફેરવી લખો:—

( i ) वयम् धनिनं द्रव्यं न याचामहे ।
( ii ) अहं तव भ्रातरं मार्गं पृच्छामि ।
(iii) शत्रुमपि न दण्डयामि ।
(iv) वृक्षं फलानि अवचिनोषि प्रत्यूषसि ।
( v ) ब्राह्मणोऽजशिशुं स्कन्धेन आत्मनो गृहमनयत् ।
(vi) भृत्यो मस्तकेन पुस्तकानां पेटिकां वहति ।
(vii) कस्य पुत्रेण अनेन भवितव्यम् ।
(viii) बलात्कारेण मां नय ।

**મનોયત્ન ૫૬:** નીચેનાં ખાનાંઓમાં कृ ધાતુનાં યોગ્ય રૂપો મૂકો:-

( i ) बालानां बुद्धिर्विद्याध्ययनेन ——— ( संस्कृ ) ।
( ii ) सर्वविश्रम्भस्थानेषु सा ——— ( अन्तः कृ ) ।
(iii) स एव जीवति यः कर्म ——— ।
(iv) दैवं विहाय ——— पौरुषमात्मशक्त्या ।

---

# પરિશિષ્ટ ૪

## કેટલાક અવ્યયોના અર્થ અને ઉપયોગ

| | | |
|---|---|---|
| अथ | જો, પછી, | **अथ** कौतुकम्, निवेदयामि । |
| अथ किम् | હા, બીજું શું | किमर्थम् ब्राह्मणं परास्यसि राहुरिव । **अथ किम्** । राहुरेव । |
| अथ वा | અથવા તો | अद्य महद्भोज्यं मे समुपस्थितम् । **अथ वा** यथाचिन्तितानि दुःखानि तथैव सुखान्यपि देहिनामागच्छन्ति । |
| अनु | પછી | तस्य महर्षेः **गमनमनु** शकुन्तला संज्ञां लब्धवती |
| अंतरा | વચ્ચે | **अंतरा त्वां च मां** च किमेतद् वर्तते । |
| अन्तरेण | ના સંબંધમાં, સિવાય | **त्वामन्तरेण** कीदृशं लोकमतम् । **भवन्तमन्तरेण** कोऽन्य एवंविधानामृचामभिज्ञः । |
| अभितः | આજુબાજુ | **देवायतनमभितः** इमे वृक्षा लोचनानि हरन्ति । |
| अलम् | બસ કરો, પૂરતાં હોવું | **अलं संदेहेन** । जलस्य एषा काचकूपी पिपासितस्य मे **तृप्त्यै अलम्** |
| आ | સુધી, 'થી' | **आतृप्तेः** पुत्रमुखसंदर्शनसुखमनुभवतु । **आ मूलात्** श्रोतुमिच्छामि । |
| आः | દુઃખસૂચક કે ક્રોધ સૂચક અવ્યય | **आः** । दारतनयैः सह मुच्यतां द्विजसत्तमः । |
| उत्तरेण | ઉત્તર દિશાએ | तत्रागारं **धनपतिगृहानुत्तरेणा**स्मदीयम् । मम **गृहस्य उत्तरेण** महान्पर्कटी वृक्षो वर्तते । |
| ऋते | સિવાય | **भवतः ऋते** न मे अन्यच्छरणमस्ति । |
| कामम् | કબુલ છે કે, બહેતર છે કે, | मनस्वी म्रियते **कामं** न तु कार्पण्यं गच्छति । **कामं** नृपाः सन्तु सहस्रोऽन्ये, राजन्वतीमाहुरनेन भूमिम् । |

